પુષ્પ (૧) પહેલું

# તિમિર ગયું ને
# જ્યોતિ પ્રકાશી

ચિરંતનાચાર્ય વિરચિત શ્રીપંચસૂત્રના પ્રથમ
સૂત્રના ભાવોને રસમય કથા રૂપે
રજૂ કરતું મનનીય પુસ્તક.



લેખક
મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

પ્રકાશક
આ શ્રી પ્રેમસૂરીશ્વરજી પુણ્યસ્મૃતિ ગ્રન્થમાળા.
ગિરધરનગર, અમદાવાદ ૪.

प्राप्तिस्थान

**આ. શ્રી પ્રેમસૂરીશ્વરજી પુણ્યસ્મૃતિ ગ્રન્થમાળા**
C/o રતિલાલ નગીનદાસ પટવા
ગિરધરનગર, શાહીબાગ
**અમદાવાદ-૪**

**કમલ પ્રકાશન**
૫૦૮૨/૩ બીજે માળે,
રતનપોળ નાકા,
ગાંધીરોડ, અમદાવાદ-૧

**સરસ્વતી પુસ્તક ભંડાર**
હાથીખાના, રતનપોળ,
**અમદાવાદ**

**જશવંતલાલ ગિરધરલાલ**
દોશીવાડાની પોળ
**અમદાવાદ**

**સેવંતીલાલ વી જૈન**
૨૦, મહાજનગલી, ૧લે માળે,
ઝવેરી બજાર,
**મુંબઈ-૨**

**સોમચંદ ડી શાહ**
'સુઘોષા' કાર્યાલય
જીવનનિવાસ સામે
**પાલીતાણા.**

# પ્રકાશકીય

પ્રેમ અને પવિત્રતાની મૂર્તિસમા, ત્રણુમો-ત્રણુમો વિદ્વાન અને સંયમી મુનિવરોના પરમગુરુ, સકલસંઘશ્રદ્ધેય, જિનશાસન શણગાર, સિદ્ધાંતમહોદધિ, કર્મસાહિત્યનિપુણ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજાની પુણ્યસ્મૃતિ અર્થે આરંભાતી આ ગ્રન્થમાળાના પ્રથમપુષ્પ તરીકે 'તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશી' નામનું નાનકડું પરંતુ સુંદર પુસ્તક સંઘ સમક્ષ રજૂ કરતા અમે અત્યંત આનંદ અનુભવીએ છીએ

શરૂઆતમાં અમારી ઇચ્છા એવી હતી કે વિદ્વાન મુનિરાજ શ્રી ધુરંધર વિજયજી મહારાજે, આજથી લગભગ પાંચેક વર્ષ પૂર્વે સ્વ. ગચ્છાધિપતિ આચાર્ય ભગવંત ઉપર અલંકારિક અને લાલિત્યપૂર્ણ સંસ્કૃત ભાષામાં લખેલા ચિત્રકાવ્યમય વિસ્તૃત વિજ્ઞપ્તિપત્રને ગુજરાતી ભાવાનુવાદ અને સુંદર ચિત્રો સાથે સંપાદિત કરાવી પ્રકાશિત કરવું અને તે માટે પૂજ્ય મુનિરાજ શ્રી ધુરંધર વિજયજી તથા મુનિ શ્રી કીર્તિચન્દ્ર વિજયજીએ સારી એવી મહેનત પણ કરેલી પરંતુ વિચાર કરતાં પછી એમ લાગ્યું કે એ વિજ્ઞપ્તિપત્રને અમે જે રીતે પ્રકાશિત કરવા માગીએ છીએ તેવી સર્વાંગસુંદર રીતે પ્રકાશિત કરવામાં વધુ સમય નીકળી જશે એટલે પછી આ વર્ષે સ્વ. આચાર્યદેવની પ્રથમ સંવત્સરીએ (વૈશાખ વદ ૧૧ ના દિવસે) તો તેઓશ્રીજીને અત્યંત પ્રિય એવા શ્રી પંચસૂત્રના પ્રથમસૂત્રનું ભાવવાહી વિવેચન તેઓશ્રીજીના જ વિદ્વાનશિષ્યરત્ન અને જાણીતા કલમ કસબી પૂ. મુનિરાજશ્રી ચન્દ્રશેખર વિજયજી મહારાજ પાસે લખાવીને પ્રકાશિત કરવાનું વિચાર્યું અને તે માટે તેઓશ્રીજીને આગ્રહભરી વિનંતિ કરવામાં આવી

સ્વ. પરમગુરુદેવ પ્રત્યે અંતરની ઊંડાણની પ્રીતિ-ભક્તિ અને શ્રદ્ધા ધરાવતાં સ્વ. આચાર્યશ્રીના એ પ્રિયશિષ્યરત્ન આવા કાર્યમાં અમને ના તો પાડે જ શાના! એમણે અમારી એ વિનંતિનો સહર્ષ સ્વીકાર કર્યો અને પરિણામે અમદાવાદથી શંખેશ્વરજી તરફ વિહાર કરતાં રસ્તામાં રતિરથી શંખલપુર સુધીના સાધુ વિહારમાં ફક્ત ચાર દિવસમાં જ એમની કલમમાંથી આ નાનક! પરંતુ અત્યંત સુંદર પુસ્તકનું સર્જન થયું

સ્વ. પૂજ્ય ગુરુદેવ પ્રત્યેની અને એ ગુરુદેવના પવિત્ર નામ સાથે સંકળાયેલી આ ગ્રંથમાળા પ્રત્યેની મમતાથી પ્રેરાઈને અત્યંત ટૂંક સમયમાં પણ આવું સુંદર પુસ્તક લખી આપવા બદલ લેખક મુનિરાજશ્રીનો અમે કેટલો ઉપકાર માનીએ!

આ પ્રસંગે પૂ. મુનિરાજશ્રી મહાયશ વિ. મ. ના સદુપદેશથી સર્વપ્રથમ દ્રવ્યસહાયક બની અમારા આ કાર્યમાં સક્રિય સહકાર આપનાર શ્રી કીર્તિકુમાર નાથાલાલ શાહ (ડીસાવાળા)નો તથા પુસ્તકના મુદ્રણ આદિની કામગીરી વ્યવસ્થા કરનાર કમલ પ્રકાશન ના ટ્રસ્ટીઓનો પણ અમે આભાર માનીએ છીએ.

અંતમાં સ્વ. પરમગુરુદેવની પુણ્યસ્મૃતિ નિમિત્તે પ્રારંભેલા અમારા આ ગ્રંથપ્રકાશનમાં અમને તેઓશ્રીના વિશાળ શિષ્યસમુદાય અને અતિવિશાળ ભક્તગણ તરફથી સર્વપ્રકારનો સુંદર સહકાર મળી જ રહેશે એવા અંતરના વિશ્વાસ સાથે વિરમીએ છીએ

લિ.

*ગ્રન્થમાળાના કાર્યવાહકો*

શ્રી ભીખાભાઈ મણિલાલ શાહ.

શ્રી રતિલાલ નગીનદાસ પટવા

# બે બોલ

શ્રી પંચસૂત્ર ઉપર તાત્ત્વિક ટીકાઓ અને વિવેચનાઓ સંસ્કૃત તથા ગુજરાતી ભાષામાં આજે પણ ઉપલબ્ધ છે બેશક અદ્ભુત છે એનું ચિન્તન મંથન અને મનન

મારી આ પંચસૂત્રના પ્રથમસૂત્રની વિવેચના તો અત્યન્ત બાળ કક્ષાના ચિત્તને પંચસૂત્રનું ઘેલું લગાડવા માટે છે એથી જ એને માત્ર જરૂર પૂરતી કાલ્પનિક કથાના ઢાળમાં ઢાળીને રજૂ કરી છે સ્થળે સ્થળે ટીપ્પણોમાં સમગ્ર મૂળ સૂત્રને પણ લઈ લીધું છે

વાચક આ કથા વાચતો જાય, એનો આત્મા કથારસમાં ઓળ-ઘોળ બનતો જાય, અને એ જ વખતે પંચસૂત્રના તાત્ત્વિક પદાર્થો એનામાં સહજ રીતે રમમાણ બનતા જાય

આ છે "કલ્પના" તત્ત્વનો પાર્શ્વ ઉદ્દેશ

સહુ

શરણ લઈને ભક્તિ પામો ભગવન્તોની !

ગર્હા-અનુમોદના કરીને મૈત્રી પામો જગજ્જન્તુની !

ફેરત

શુભાશુભ અનુબન્ધોને જોડી-તોડીને,

શુદ્ધિ પામો આત્મતત્ત્વની !

સાર છે આ પ્રથમ-પંચસૂત્રનો !

શ્રી શંખેશ્વરજી મહાતીર્થ
વિ સં ૨૦૨૫, ચૈત્ર વદ ૫

—ચન્દ્રશેખરવિજય—

# સમર્પણ !

મારા સર્વસ્વ સમા સ્વામી ગુરુદેવ !

શું અર્પું !

જે આપનું ન હોય અને માત્ર મારું હોય એવું તે શું છે મારી પાસે કે જે આપને અર્પણ કરું ! આપનું તો એક જ બીજે

પ્રેમથી અતિ સાચી તામે હો ન સમાય

પણ હા એ અભાવભાવમાં એક કમનસીબી જરૂર છે તે છે આપના દાસ જનો મારા અન્તરમાં ઊંડે જવો વિનાશ !

પ્રભુપ્યારા ગુરુદેવ !

મારે જ મને અમોદ કરતાં ભલે મને છે સોડહં ના જપ કરતાં દાસોડહં નો જપ વધુ સ્વાદિષ્ટ લાગે છે

આપ મારા પૂજ્યતમ–નિકટતમ સ્વામી !

અને હું આપનો પ્રિયતમ–નિકટતમ સેવક !

કેવું અનુપમાન લાગે છે આ મારું સૌભાગ્ય !

બસ ત્યારે ..

દાસત્વના મારા ભાવના અખંડ અભિલાષી રૂપે હું આપને અર્પું છું મારા અન્તરની અગણિત વંદનાઓ !

સાથે જ આપના વિરહની વેદનાઓથી આકુલિત !

આંખોના અશ્રુબિન્દુઓથી સ્નાપિત !

અને આપના આ માના પ્રત્યેક પ્રદેશથી વહી રહેલા આશિર્વાદના ઓપ દ્વારા મારા અન્તરમાં સર્વત્ર પ્રસાધિત કરી મુકેલ પવિત્રતાથી પ્રોત્સાહિત !

અન્યથા તો અર્પણ કઈ રીતે કરું ! —

એ તો આપનો જ છે

હું જ આપનો છું ત્યાં..

—બાળ [illegible]



[રાગ યમન કલ્યાણ]

જય જય જય ગુરુ પ્રેમ સૂરીશ્વર .
જય જય જય ગુરુ પ્રેમ સૂરીશ્વર .

લાખ્ખો જૈનોના હે પ્યારા! સતત સ્મર શ્રદ્ધેય સૂરીશ્વર
પ્રાણીમાત્રના પરમહિતૈષી, કરતા સહુનું શ્રેય સૂરીશ્વર
જય જય જય ગુરુ પ્રેમ સૂરીશ્વર ૧

વીતરાગના વારસ સાચા, જિનશાસનશણગાર સૂરીશ્વર
સુવિહિત ત્રિશતમુનિગણ નાયક, લાયક ગુણ ભંડાર સૂરીશ્વર
જય જય જય ગુરુ પ્રેમ સૂરીશ્વર ૨

મહાસંયમી ને મહાજ્ઞાની, ક્ષમાસિંધુ અપાર સૂરીશ્વર
દાનશૂર ધીર—ધર્મપ્રભાવક પ્રબળપુણ્ય ધરનાર સૂરીશ્વર
જય જય જય ગુરુ પ્રેમ સૂરીશ્વર ૩

શ્રી સિદ્ધાન્તમહોદધિને વળી, કર્મશાસ્ત્રનિષ્ણાત સૂરીશ્વર
તપાગચ્છગગનાંગણ દિનમણિ વિશ્વમહીં વિખ્યાત સૂરીશ્વર
જય જય જય ગુરુ પ્રેમ સૂરીશ્વર ૪

કલિકાલે જિનશાસન સાધક ધર્મપ્રભાવક શ્રેષ્ઠ સૂરીશ્વર
જોડ જડે ના જગમાં તારી જિતેન્દ્રિયોમાં અજોડ સૂરીશ્વર
જય જય જય ગુરુ પ્રેમ સૂરીશ્વર ૫

અમ જીવનના આપ સુકાની ભવજલતારણહાર સૂરીશ્વર
ક્યાં વિના ક્યાં ગયા વિજોગી, દરિસન દ્યો એકવાર સૂરીશ્વર
જય જય જય ગુરુ પ્રેમ સૂરીશ્વર ૬

આપ ગયા પણ યાદ આપની કોઈ નહિ વિસરંત સૂરીશ્વર
જનમનમંદિરમાં મનમોહન મૂરતિ તવ સોહંત સૂરીશ્વર
જય જય જય ગુરુ પ્રેમ સૂરીશ્વર ૭

મુક્તિ પથના ઓ મહાયાત્રી! મહાસંત ગુણવંત સૂરીશ્વર
યુગ યુગ સુધી રહેશે તારું નામ જગે જયવંત સૂરીશ્વર
જય જય જય ગુરુ પ્રેમ સૂરીશ્વર ૮

જિનધર્મના હે જ્યોતિર્ધર! અમ સૌના ગુરુદેવ સૂરીશ્વર
કીર્તિચન્દ્ર યાચે કરજોડી, ભવોભવ તુમ પદસેવ સૂરીશ્વર
જય જય જય ગુરુ પ્રેમ સૂરીશ્વર ૯

---

[૧]

## અ તરની આગ

સ ધ્યાનો સમય હતો

વાતાવરણ ધૂ ધળુ હતુ

થોડી જ વાર પહેલા એક ભયાનક આધી પભાર થઈ ગઈ હતી દૂર સુદૂર અ તરીક્ષમા ભેગા થએલા ધૂળના ગોટેગોટાએ આકાશને કાળુ ધબ બનાવી દીધુ હતુ

સૂ સૂ કરતો પવન વાઈ રહયો હતો

વૂમરીઓ લઈને હજી ય ઊડતી હતી ધૂળકણો પણ પેલા રાક્ષસી વ ટોળ પાસે એ 'બિચારી' લાગતી હતી

ક્યા એ વ ટોળોની તાકાત વનના વન ઉખેડી નાખવાની, હાથીને ય અદ્ધર ઉચકીને આસમાને ઘુમાવવાની અને ક્યા આ ધૂળકણો! તણખલાને જ બાથમા લે અને ઊડે . ઊડે ન ઊડે અને નીચે પટકાય આકાશમાથી અ ધારુ જાણે નીચે ઊતરી રહ્યુ હતુ

ગગનમા ઊડતા પ ખીઓ મનમા માળાની મમતા ભરીને પાછા ફરી રહ્યા હતા

તિ પ્ર ૧

ખેડૂતો પણ બળદોની જોડી લઈને ગીત લલકારતા ઘર ભણી જઈ રહ્યા હતા ઠમ ઠમ કરતા જતા; હાસ્ય—હાસ્ય કરીને પૂછ્યા આમળતા જતા એ ધરતીપુત્રોના મુખ ઉપર ધરતીમાંથી પ્રાપ્તિ પામ્યાની પ્રસન્નતા તરવરતી હતી.

સન્ધ્યાના એ સમયે સમગ્ર સૃષ્ટિએ જાણે ગોઠવ્યો હતો સૂર્યનારાયણનો વિદાય સમારંભ

એવા ટાણે સન્ધ્યાની રક્તવર્ણી વર્ષાના જોબનમાં સ્નાન કરતો એક માનવ દૂરદૂર ઉજ્જડ–ઓવરટરવાની ધરતીને ખૂંદતો ચાલ્યો જતો હતો.

સામે ! કોઈ ન હતુ

ઉપર ! હતુ માત્ર આભ.

નીચે ! ચોમેર પથરાઈ હતી ધરતી.

એનુ મો નિસ્તેજ લાગતુ હતુ કોઈ અસહ્ય વેદનાના ભારથી જાણે તેજ ઓઈ નાખ્યુ હશે ! શુ હશે ?

એના પગ લથડીઆ ખાતાં કેમ ઉપડતા હશે ?

રે ! લલાટ તો એનુ ઐશ્વર્ય સ્વામિત્વ સૂચવે છે !

વસ્ત્રોમા નિર્ધનતાનો પડછાયો ય દેખાતો નથી. એનો પુષ્ટ દેહ તો કોઈ ગર્ભશ્રીમંતની કલ્પના કરાવી જાય છે

એની હરતી આહમા ય જે ગંભીર છે તે જરા ય મહત્વવિહોણું નથી.

આવા સુખિયાવાને તે વળી શુ દુ:ખ પડ્યુ હશે ?

ત્યા તો એના હોઠ ફફડયા એ સ્વગત જ કઇંક બોલવા માડ્યો શ્રીમતો એને લવારો કે પાગલપન કહે, ધીમતો બુદ્ધિગમ્ય ચિતનની નીપજ કહે, સતો એની વાતને 'વિચારણીય' કહે, બલવન્તો કદાચ નિર્બલતાની નિરાશાની અભિવ્યક્તિ કહે એવુ 'કાઇંક' એ બોલ્યે જ જતો હતો

ચાલો આપણે એને સાભળીએ

"રે! હવે તો કયા ય ચેન પડતુ નથી, કશુ ય ગોઠતુ નથી, કાઈ જ ગમતુ નથી, કોઇની સાથે બોલવુ-બેસવુ પણ ફાવતુ નથી મિત્રો મને નિરાશાવાદી કહે છે, લોકો મને શૂન્યદષ્ટા કહે છે, સ્વજનો મને નકારાત્મક ચિતનનો સ્વામી ગણે છે

અરે! જેને જે કહેવુ હોય તે કહે જે માનવુ હોય તે માને, પણ હુ તદ્દન સાચુ કહુ છુ મને આ જગતમા કયા ય શાન્તિ જણાતી નથી

કયા ય નહિ? ના કયા ય નહિ, દુખમા ય નહિ, સુખમા ય નહિ

મે કયા ઓછા અનુભવ્યા છે, આ જગતના સુખ-દુખ!

વાઢો હતો, વર બન્યો

નિર્ધન હતો, ધનવાન બન્યો

દૂબળો હતો, બળવાન બન્યો

બુદ્ધુ હતો, બુદ્ધિમાન્ બન્યો

પરિવાર વિનાનો પરિવારવાળો બન્યો.

ઘરબાર વિનાનો ઘરબારી બન્યો.

જગતની દૃષ્ટિએ શૂન્ય જીવનમાંથી પૂર્ણ જીવનનો ભોક્તા બન્યો.

પણ... પણ શાન્તિ ક્યાં છે? મારા જીવનમાં શાન્તિનો અંશ પણ ક્યાં છે? કોઈક તો મને બતાવો એ શાન્તિ ક્યાં જઈ વસી છે?

મને તો દુઃખમાંયે ભડકા દેખાયા અશાન્તિની આગના! અને સુખની સામગ્રીઓના ખડકલે બેસીને પણ મેં તો એ જ ભડકાના ભીષણ દર્શન કર્યાં!

રે! વાતે વાતે રીસે ભરાય છે પ્રિયતમા! છાશવારે ને છાશવારે છાતીએ ચડી બેસે છે મારા જ દીકરાઓ! મેં જ પાળી-પોષીને મોટા કરેલા! સાપને દૂધ પાએલા! કે ચૂમકા મહુ ...વારેલા!

સંપત્તિએ તો મારી નિંદ હરામ કરી નાખી... મને સાવ જ સાથી-મિત્રવિહોણો કરી મૂક્યો!

દીકરીઓએ કુળવટને અંગારો ચાંપ્યો!

વેપારધંધાની ચિંતાના અજગરે મને પૂરેપૂરો ભીંસમાં લીધો. મારા હાડકાં ખોખરાં કરી નાખ્યાં.

સભ્યતાના દેખાવની અંદર કેવી ભયાનકતા છુપાયેલી છે! ક્યાં ખબર છે જગતને આ અમારી ભયાનક દુનિયાની.

હાય! સુખમય દુનિયા!

અગલાના કહેવાતા સુખની કડવાશ તો ગૂપડાના દુખની કડવાશને ય ભુલાવી દે તેવી છે

સાચે જ, કોઈ પણ દુખ, અમારા સુખ કરતા કાઈક પણ ઓછુ જ કડવુ હશે

આગમ–નિગમની આ વાતો નથી આ તો છે મારો પોતાનો ભૌતિક સુખ અ ગેનો સાક્ષાત્કાર ! મારી જ અનુભૂતિ એ અનુભૂતિમાથી ઘડાયેલી મારી ફિલસુફી !"

ભાવાવેશમા બોલતો જતો એ પથિક પથ કાપતો આગળને આગળ ધપી રહ્યો હતો રણની રેતી એના પગ નીચેથી સરકતી જતી હતી

અવની પર અધારુ જામતુ જતુ હતુ

વળી એ ઊચા અવાજે બોલવા લાગ્યો

"રે ! ભૂલ્યો સુખના, દુખ, તો જાણે ઠીક પણ આ સસારના કહેવાતા સુખની લાલસાએ પાપ પણ કેટકેટલા કરાવ્યા ? મને સ્વાર્થાન્ધ બનાવ્યો, મારી દુનિયાના તમામ નાગરિકોના મનમા પોતપોતાની મનોરથોની દુનિયાઓ ખડી થઈ ગઈ અમે સહુ સ્વાર્થાન્ધ બનીને જગતના સર્વ જીવો સાથે ટકરાયા, અરે ! આપસ આપસમા યે અમારી દુનિયાના પહાડો અથડાયા, અમારી ધનૈષણાને પૂર્ણ કરવા અમે વિનય–વિવેક અને ઔચિત્યને અભરાઈએ ચઢાવ્યા, લોભૈષણાએ અમને લ પટ બનાવ્યા, શીલ–સદાચારને ભૂલાવ્યા, રાત ને દીના ભેદ ભૂલીને અમે જાણે બેભાન બન્યા

સતીની સૃષ્ટિમાં જે પાપ ગણાય છે તે બધાયના અમે તો બાપ (જનક) બન્યા

સુખમય કહેવાતો અમારો આ સંસાર દુઃખમય તો છે જ પણ કેવી ભયાનક રીતે એ પાપમય પણ બની ગયો છે!

હે ભગવાન્! આ ધરતી, આ આકાશ... બધું ય મને તો ચક્કર ચક્કર ઘૂમી રહેલું દેખાય છે'

આટલું બોલતાં બોલતા તો એ પથિક ધબ્બ દઈને બેસી પડ્યો. વિચારોના પ્રચંડ ધસારાએ એ ચક્કર ખાઈ ગયો હતો.

કેટલી ય વાર સુધી એ ત્યાં એમ જ બેસી રહ્યો. આખો દિવસ સૂર્યનારાયણના તાપથી તપી ગયેલી એ રણની રેતી પણ પેલી સ્વાર્થપટુ દુનિયાની લબકારા મારતી આગ કરતાં એને ઓછી જ ગરમ લાગી હશે શું? તો જ આમ બેસી શકે ને!

કોણ જાણે કેટલો ય સમય એ ત્યાં જ બેસી રહ્યો વળી પાછો ઊભો થયો. ફરી એની વાણીનો પ્રવાહ વહેવા લાગ્યો.

ખડું હાસ્ય કરીને એ બોલ્યો, હું ય તે કેવો પગલો છું? મારા જ દુઃખોને રડું છું! સ્વાર્થપ્રિયતાનું આ સુધારેલું સ્વરૂપ નહિ તો બીજું શું છે?

દુઃખિયારી આ આખી ય દુનિયા તો જાણે મને દેખાતી જ નથી!

રે! ત્યા તો દુ ખોનો મહાનલ પ્રગટયો છે મહાનલ. મારે ત્યા તો માત્ર ચિનગારી ઝબૂકી છે! તેમા વળી આ-ટલી કકળાટ શો ?

ખરી દુ ખ બાબત તો એ છે કે મારી સ્વાર્થાન્ધ-તાએ તો અનેક મહા દુ ખિયારાઓના દુ ખોની આગમા ઘી હોમવાનુ ૂર કાર્ય કર્યુ છે મારા ભૌતિક સુખ ખાતર મે કેટલાય જીવોના જીવન રેસીપીસી નાખ્યા, મારી લોલુપતાના હવનમા તો મે પૃથ્વી, પાણી, અગ્નિ, વન-સ્પતિ આદિ જીવોની અન ત રાશિઓનો હોમ કરી નાખ્યો એ જીવોની કબર ઉપર બેસી મે મોજ માણી જિ દગીની! સુખ માણ્યુ સ સારનુ! સહુના સુખ સળગાવ્યા! સહુની સલામતી જોખમી બનાવી! છતા મને આ વાત તો જાણે યાદ પણ આવતી નથી

છટ્! કેટલો હુ ક્રૂર છુ!

જાતને જ જોવામા, આખુ જગત જોવા માટે જાણે અ ધ બની ગયો! જીવ તરીકે તો અમે સૌ સમાન આખી જીવસૃષ્ટિ એટલે અમારી ભાઈ-ભાડુઓની દુનિયા! પળ-ભર પણ કેમ વીસરી જવાય જીવતને? જીવોને? જીવોના જીવનની ચિ તાને?"

સર્વ જીવો સાથે આત્મીયતાની ઉર્મિ અનુભવતો. . આત્મૌપમ્યની ભાવનામા ભિ જાતો જતો પથિક ધીરે ધીરે મૌન થઈ ગયો સુખ બ ધ થયુ, અને આખો બોલવા લાગી, આસુના બુ દની ભાષામા સ્તો, હયાના પશ્ચાત્તાપને .

દુખને એણે પોતાની રીતે વ્યક્ત કર્યું. હૈયાનો વલોપાત વધતો જ ગયો. પથિક હવે ડૂસકાં ભરી ભરીને રડવા લાગ્યો. ઉજ્જડ રણમાં અફાટ આકાશ નીચે એણે મોટેથી પોક મૂકી. ભલે એને સાંભળનાર ત્યાં બીજું કોઈ ન હતું પણ એની પોતાની જાત તો એ હૃદયભેદી રુદનને સાંભળતી જ હતી.

એ જ આજની મહત્વની ઘટના હતી.

આજ સુધી એણે ય પોતાનું આવું રુદન ક્યાં કદી સાંભળ્યું જ હતું !

રાત્રિ હવે પૂર બહારમાં ખીલતી જતી હતી. ગગનના ગોખેથી ચાંદામામા રૂપેરી ચાંદની વર્ષાવી રહ્યા હતા. ઊંચે ઊંચે આકાશમાં ટમટમતા અસંખ્ય તારલાઓ પણ જાણે અંધકારની મશ્કરી કરી રહ્યા હતા.

રડી રડીને હવે પથિકની આંખો ય દુખવા આવી હતી. આંખોને લૂછી. ઊંડા નિસાસો નાખી એણે માથું ઊંચું કર્યું.

ઊંચે આકાશ સામે આશાભરી મીટ માંડી. બે હાથ ઊંચા કરી જાણે કોઈની પાસે આજીજીભરી યાચના કરતો હોય તેમ ગદ્ગદ્ સ્વરે એ બોલવા લાગ્યો. હે પરમાત્મન્ ! હે દેવોના દેવતાઓ ! હે ઋષિ–મહર્ષિઓ ! કોઈક તો હવે કરુણા કરો આ દુખિયારા ઉપર, કોઈક તો સાચો પથ બતાવો ભવવનમાં ભટકતા આ મૂઢને સ્વદુઃખમુક્તિનો પાપમુક્તિનો, સર્વદુઃખમુક્તિનો !

સુખની શાંતિની સત્યની શોધમાં આ પૃથ્વી ઉપર તો ઘણુ ચે ભટકયો અને એ રખડપટ્ટીમાં ઘણા જોઈ નાખ્યા પથના સ્વામીઓ કહેવડાવતા વેષધારીઓને !

શાસ્ત્રોના ઓઠા નીચે ભોગોની દુનિયાને જીવાડતા દભીએ પણ જોયા !

ભોગોની સાથે રહીને જ યોગસાધનાનુ ગપ્પ હાકતા, જેટવિમાનવિહારી, એરકન્ડીશન્ડરૂમમા જ રહેવાને ટેવાયેલા મહર્ષિઓને (!) ય જોયા

આર્ષવચનોને ધિક્કારતા, પ્રાચીન સસ્કૃતિની પ્રતિમા ઉપર ઘણના ઘા ઝીકતા, 'આચાર્ય' નામધારીઓને પણ મે જોયા

અરે ! એ નગ્નતાવાદના હિમાયતીઓને, વાસના ભૂખને સતોષવાના સર્વમાર્ગોના પ્રશસક–અભિનવ કામાચાર્યોને, અને એમના અફલાતુન અદૃમ-સદૃમને વધાવતી પાગલ યુવાને અને બેવકુફ બુઢ્ઢાઓની દુનિયાને પણ જોઈને તો મારુ મગજ બહેર મારી ગયુ છે

બીટલ્સો અને હિપ્પીઓને 'સ્વચ્છદ જીવનમા આધ્યાત્મિકતા'ના વાદ પણ મે સાભળ્યો છે

સાધુ–સતના વેષમા, પગે પાવડી અગે પોતડી અને હાથે લાકડી લઈને આત્મા–પરમાત્માની વાતો કરવાને બદલે રાષ્ટ્રવાદની જ વાતો કરનારા, 'મહાત્મા' નામધારીઓની પાછળ પણ હુ ફર્યો છુ

વાદ વિરોધીઓને વાદમાં ફસાયેલા મૂર્તિવિરોધીઓને સ્વમૂર્તિના નિર્માણમાં જકડાયેલા સંપ્રદાયવિરોધીઓને પોતાનો નવો જ સંપ્રદાય જમાવતા, અને યોગપ્રેમીઓને ભોગની દુનિયામાં જ તરબોળ થયેલા જોઈને હું તો અકળાઈ ગયો છું મુંઝાઈ ગયો છું મને તો દંભીઓ અને મિથ્યાભિમાનીઓથી આ જગત ઊભરાઈ ગયેલું દેખાય છે

માર્ગનો શોધીઓ ( ! ) જ માર્ગ ભૂલ્યો છે અરે ! ઉ માર્ગનો રસીઓ બન્યો છે

રક્ષક જ ભક્ષક બન્યો છે ! વાડ ચીભડાં ગળવા લાગી છે !

ગોર જ બદમાશ બન્યો છે વર સાથે કન્યાને પરણાવવાને બદલે જાતે જ પરણી બેઠો છે

હે ! ભગવાન, શું કરું ? ક્યાં જઉં ? સાચો પથ કોણ બતાવશે ? મારે શોધીઓ જોઈએ છે કોણ બનશે ?

હવે જો મને કોઈ જીવનસુકાની નહિ મળે તો મારે જીવવું શી રીતે ? હું જીવી જ નહિ શકું

દેશનો આ ત્રાસ હવે હું ન ખમી શકું એટલી તીવ્રતાને પામી ચૂક્યો છે પળે પળે પાપ... પળે પળે અગણિત જીવોના જીવનનો મારા હાથે વિનાશ ! આ તો મારા જ આત્માનું સમૂળગું વિલોપન છે ! આ તો આત્મહત્યા છે !

શું મને મારી જાત ઉપર પણ પ્રેમ નથી ? શું હું

મને જ ચાહતો નથી ? શું મારે મારી જાતને જ, જાણી જોઈને લડભડતા દુઃખાગ્નિ–પાપાગ્નિમાં હોમાવા દેવી ?

ઓહ ! મને મારી પણ કરુણા નથી ?"

અતિતીવ્રવેગે મગજમાં ઘૂમતા વિચારોના ઘર્ષણો એ ભયંકર આગ પથિકની ચોમેર વીંટળાઈ ચૂકી હ અને ધીરે ધીરે એણે પોતાની જાત ઉપરનો કાબૂ ગુમ દીધો. મૂર્છા ખાઈને એ ધરતી ઉપર ઢળી પડ્યો

એના છેલ્લા શબ્દો હતા, "હે ભગવાન્ ! છતી આ અંધ બનેલા મને હવે તું દર્શન દે ! હું દૃષ્ટિ મ છું મારે પથ જોવો છે

પ્રભો ! હું ગુમરાહ છું મને રાહ દેખાડ !

[ ૨ ]

## પ્રભુની પિછાણ

સવાર પડ્યું

પથિકની આંખો ખુલી ગઈ

એણે જોયું :

પક્ષીઓના વૃંદ કિલકિલાટ કરતા ગગનમાં ઉડતા હતાં.

ખેડૂતો ખેતર ભણી જઈ રહ્યા હતા, બપૈયાએ પંચમ સૂરમાં ગીત લલકાર્યું હતું

કોકિલે લયબદ્ધ મસ્તીમાં ઝંપલાવ્યું હતું

ઉદયાચલેથી સૂર્યે ડોકિયું કર્યું હતું પ્રકૃતિ આખી ય, આનંદવિભોર બની જવાની લાગણીમાં સહજ રીતે તણાતી હતી.

આળસ મરડીને પથિક બેઠો થઈ ગયો. એણે ચોમેર નજર ફેરવી, અને એ સ્તબ્ધ થઈ ગયો.

અરે ! હું ક્યાં છું ? ક્યાં હતો ? ક્યાંથી અહીં આવ્યો ? મને અહીં કોણ ઉપાડી લાવ્યું ?

આ ઘેઘૂર વટવૃક્ષ ક્યાથી ? રે ! ત્યા તો લોઠાર રણ હતુ !

આ પ્રભાતનો સમય ક્યાથી ? ત્યા તો સન્ધ્યા આથમી ગઈ હતી ?

અને ગમે તેવા ગરમ મગજને તબિયત કરી દે તેવુ આ સૌમ્ય અને સુમધુર વાતાવરણ ક્યાથી ? પેલી તો આગ ઓકતી રણુરેત હતી !

આમને આમ થોડી પળો પસાર થઈ

એ વટવૃક્ષની પાસેજ એક માર્ગ પસાર થતો હતો, પથિકે જોયુ, તો ત્યાથી એક બે દશ વીસ પચાસની સખ્યામા લોકો ક્યાક જઈ રહ્યા હતા દિઙ્મૂઢ પથિક કેટલીયવાર સુધી કોઈને કશુ પૂછી ય ન શક્યો એની ચોમેર આ પ્રશ્ન-અજગરે ભરડો લીધો હતો '

"હુ અહી ક્યાથી આવ્યો ? "

શુ કોઈ દેવ માયા હશે ? કોઈ દેવે મને અહી લાવી મૂક્યો હશે ?

શુ આ નવો જન્મ થયો હશે ?

શુ હુ ભ્રમિત થઈ ગયો છુ ?

પ્રશ્નો ઘણા ઉદ્ભવ્યા ઉત્તર એકે ય ન મળ્યો.

ઉત્તર મળે પણ ક્યાથી ? ભૌતિક બળોની દુનિયાના સઘર્ષોમા અથડાઈ-કુટાઈ ને વેરણછેરણ થઈ ગએલા જીવને એ વાતની ગધ પણ ક્યાથી હોય કે આધ્યાત્મિક ભાવોની

તાકાત કેટલી અપરિમેય હોય છે ! સંકલ્પનું પ્રચંડ બળ શું કામ કરે છે !

સાધનાની તીવ્ર ભૂખમાં સાધના મેળવી આપવાની, ઉત્તરસાધકને પામવાની આગભરી અભિલાષામાં ઉત્તરસાધકને પમાડી દેવાની કેવી અગમ્ય તાકાત હોય છે ! વિશુદ્ધ સંકલ્પના સ્વામીને તો દેવો પણ સલામ ભરે છે; દેવેન્દ્રો પણ એની તહેનાતમાં ગૌરવ અનુભવે છે નરેન્દ્રો પણ એના આંતર વૈભવની મસ્તીને પામે છે

પથિક પાસે તો નાનકડો સંકલ્પ હતો ! ના... હજી તો કંઈક પામવાની આશ હતી તો ય એક જ રાતમાં—એક જ ક્ષણમાં એની દુનિયા પલટાઈ ગઈ હતી.

ભરતક્ષેત્રમાંથી હવે મહાવિદેહની પુષ્પાવતી અવનિએ એ આવી પહોંચ્યો હતો.

ના... આટલું જ ન હતું હવે તો એ પુષ્પાત્મા સિદ્ધિના બીજા ઘણા શિખરો સર કરતો જવાનો હતો.

પણ એ અગમ—અગોચર ભાવિને એણે જાણ્યું ન હતું માટે જ કિંમૂઢ થઈને ઘણો સમય વડલાની છાયામાં બેસી રહ્યો; પણ ઉપરથી પસાર થતાં—વધતા જતા—લોકોને જોતો જ રહ્યો.

આમને આમ બે કલાક વહી ગયા. હવે એનાથી એ એકાન્ત અને મૌન ન ખમાયા. એ ઊભો થયો. પેલા ગામે માણસો સહુ જાય ત્યાં—તે દિશામાં—તે ય ચાલવા લાગ્યો.

ચાલતા ચાલતા એણે એક વૃન્દને પૂછ્યુ "ભાઈ ઓ! આ કયો દેશ છે? કયી નગરી છે? તમે બધા કયા જઈ રહ્યા છો?"

આધેડ વયના એક સજ્જને સૌમ્ય સ્વરે કહ્યુ," પુણ્યાત્મન્! આ મહાવિદેહક્ષેત્ર છે પુડરિકગિણી આ નગરી છે ભગવાન્ સીમધરસ્વામીની અનુપમ દેશના સાભળવ માટે અમે સહુ જઈ રહ્યા છીએ"

ક્ષેત્રાન્તર! દેશાન્તર! દિનાન્તર!

અણધારી રીતે આ બધા ય પરિવર્તનોને પામીને પથિક તો સ્તબ્ધ થઈ ગયો હતો છતા ય એનુ મન કોઈ અકથ્ય આનદના ઓઘમા મહાલતુ હતુ એમ એને લાગી ગયુ હોવાથી એ પલટાઓની એને ચિન્તા ન હતી ફરી એની મનોભૂમિમા દુ ખમય, પાપમય સસારનુ દર્શન ખડુ થઈ ગયુ ફરી સર્વજીવોની ભાઈ ભાડુતાનો વિચાર ઝબૂકી ઊઠયો ફરી એણે જોયેલા દલી સતોના જીવનનુ દર્શન વીજળીવેગે આખ આમેથી દોડી જઈને અદશ્ય થઈ ગયુ

એ સ્વગત બોલી ઊઠયો, "શુ મને અહી કોઈ સાચા સત મળી જશે ખરા? કોઈ સ્વામીઓ મળશે, જે મને પથ દેખાડે?

કોઈ દૃષ્ટા મળશે જે મને દષ્ટિ આપે?

માર્ગેથી લોકોના ટોળે ટોળા જઈ રહ્યા હતા કેટલાક સ્ત્રી-વૃન્દો સુમધુર ગીતો ગાતા પથ કાપતા હતા,

કેટલાક આપેક્ષવમના શિષ્ટપુરુષો ધમ શાસ્ત્રનું ચિન્તન કરતાં પણ બુટાઈ રહ્યા હતા.

શિષ્ટોના એવા એક વૃન્દ સામે આવતા પથિકે વાત જોઈને પૂછ્યું સજ્જનો ભગવાન્ સીમંધરસ્વામી કેવા છે? આપ મને જણાવશો?

શિષ્ટવૃન્દના અગ્રણીએ મધુરસ્વરે કહ્યું, 'ભાઈ! જે છે સ્વર્ગલોક મર્ત્યલોક અને પાતાળલોક ત્રણે ય લોકના —ગુરુ—ભગવાન્!

કયા પથના એ ભગવાન છે! વારુ" પથિકે પૂછી નાખ્યું

સસ્મિત ઉત્તર મળ્યો રે! ભગવાન્ અને એમને વળી પથ! મત અને મમત તો આપણા જેવા માનવોને હોય! સ્વર્ગવાસી દેવોને હોય! પણ આ તો ભગવાન છે!

ભગવાન તે જ કહેવાય જેમને કોઈ જાતની મત નહિ! કયાં ય મમત નહિ! આથીસ્તો એ ત્રણે ય લોકના ગુરુ કહેવાય છે ને! અમે એમને વંદના કરવા, એમની સુધાવર્ષી સમી દેશનાનું પાન કરવા, સ્વજ મને ધન્ય બનાવવા માટે જઈ રહ્યા છીએ!"

પથિકે પૂછ્યું ત્રણે ય લોકના ગુરુ બનવા જેટલી વિશિષ્ટતાઓ એમનામાં કયી કયી હોઈ શકે? માફ કરજો મને – હું ખંડનની ભાષામાં આપની સામે વિચાર કરતો નથી પરન્તુ હું ભરતક્ષેત્રનો માનવી છું અમે તે રીતે

અહીં મહાવિદેહક્ષેત્રમા આવી ગયો છુ  ભૂલો પડચો છુ મે મારા ભરતમા જાતજાતના અને ભાતભાતના કહેવાતા ગુરુઓ અને જગદ્ગુરુઓ જોયા છે મારે એમની વાતનુ લાખુ-પહોળુ કરવુ નથી  પણ મે ત્યા જે જોયુ છે એથી હુ મનસા ખળ્યો છુ, વાણીથી ઉકળ્યો છુ અને કર્મણા ભાગી છૂટચો છુ આથી જ મારે આ ત્રિલોકગુરુના સ્વરૂપનુ દર્શન કરવુ છે ચાલો હુ પણ આપની સાથે સાથે તેમની પાસે જઇશ પણ મને એમનુ સ્વરૂપ દર્શન તો આ માર્ગે જ કરાવો એમ ઇચ્છુ છુ ”

શિષ્ટોએ પથિકને ધર્મજિજ્ઞાસુ જાણ્યો એમનુ અ તર પથિકની એ પાત્રતા ઉપર ઓવારી ગયુ

અગ્રણીએ કહ્યુ, “ભાઈ! ત્રિલોકગુરુની પ્રતિમાના ચાર પાસાઓ છે

(૧) વીતરાગતા (૨) સર્વજ્ઞતા (૩) દેવેન્દ્રપૂજિતતા (૪) યથાસ્થિતવસ્તુવાદિતા *

૧ સુખ પ્રત્યેનો રાગભાવ અને દુ ખ પ્રત્યેનો દ્વેષભાવ જેમના આત્માના એક પણ પ્રદેશમા જીવતો નથી એ જ વીતરાગ કહેવાય  એમની કોઈ પૂજા કરે એવા ભક્ત ઉપર ન એ રીઝે, એમને ગાળો ભાડનાર દુષ્ટ ઉપર ન એ રીસે ભરાય સર્વદા સર્વસ્થિતિમા એ સમત્વની સર્વોત્કૃષ્ટ કક્ષામા સહજ રીતે મહાલતા હોય

જેમ એમના આત્મ-સ્વરૂપમા રાગ-રોષ શોધ્યા ન

---

* णमो वीअरागाणं, सव्वण्णूण, देविपूइयाण, जहट्ठिय वत्थुवाईण, तेल्लुकगुरूण, अरुहताण, भगवताण !

જડે તેમ એમના એ જીવનમાં ય ન મળે; એમની પ્રતિમામા રાગસૂચક સ્ત્રી કે રોષસૂચક શસ્ત્રો વગેરે પણ ન જ મળે.

૨ જેમણે પોતાના જીવનમા રાગ-રોષના ઝેરી સંસ્કારને નાશ કરવા માટે જંગ ખેલ્યો છે જીવનભર! એમને એક એવી અજબ ઘડી પ્રાપ્ત થાય છે કે જે વખતે તેમના સર્વાત્મપ્રદેશોમાથી રાગ દ્વેષના ઝેર સર્વથા નાબૂદ થઈ ગયા હોય છે એ પછી આંખના પલકારા જેવો સમય પસાર થાય છે કે તરત જ એ વિશુદ્ધ આત્મામા સર્વ લોકના સર્વ કાળના સર્વ દ્રવ્યોના સર્વ ભાવોને એકસાથે જણાવતો પ્રકાશ પ્રગટ થઈ જાય છે

જે વીતરાગ થાય છે તે પછીથી અવશ્ય સર્વજ્ઞ થાય છે

સાધના તો વીતરાગ બનવા માટે જ કરવાની છે સર્વજ્ઞતા તો એ વીતરાગતાની પાછળ આપમેળે—સામે પગલે ચાલી આવતી નીપજ છે એને માટે પ્રયત્ન ન હોય.

શ્રીમહાવીરસ્વામી વીતરાગ અને સર્વજ્ઞ તો ક્યારના બની ચૂક્યા છે જ્યાં સુધી આ સ્થિતિ તેઓ પામ્યા ન હતા ત્યા સુધી મૌન જ રહ્યા હતા. રખે! અધૂરા જ્ઞાને અવળું નિરૂપણ થઈ જાય! કેટલા આત્માઓને મારા નિમિત્તે નુકશાન થાય! એ વિચારથી સ્તો.

૩ પણ જ્યારે તેઓ વીતરાગતા અને સર્વજ્ઞતા પામ્યા કે તરત જ દેવેન્દ્રો એમના ચરણોમાં આવીને ઝૂકી પડ્યા! પછી નરેન્દ્રોની તો વાત જ શી કરવી?

દેવેન્દ્રો ઠાઠઠાટ અશ્વર્યના સ્વામી છતા એમની પોતાની લોગાધીનતા એમને શરમાવી ગઈ જ્યારે એમણે ત્રિલોક ગુરુનુ સર્વ ઐશ્વર્યોને લાત મારવાનુ અપ્રતિહત પરાક્રમ એમના મુખ ઉપર તરવરતુ જોયુ

સ પત્તિના સ્વામીએ જ્યારે આ બાહ્યસ પત્તિ વિનાના-અકિ ચનના મુખે ઝળહળતુ તેજ જોયુ ત્યારે એ ય દ ગ થઈ ગયો !

ષટ્ખ ડનો રાજા ય ત્રિલોકગુરુને આથી જ નમી ગયો ! હજારો સુ દરીઓનો સ્વામી પણ એથી જ એમને ઝૂકી ગયો ! સિ હને ઊભાને ઊભા ચીરી નાખવાના પ્રચ ડ બળવાળો પણ, મહા અપરાધીને ક્ષમા આપી દેવાના આમના આત્મબળ આગળ કરમાઈ ગયો !

ભાઈ ! જ્યા વીતરાગતા આવે ત્યા ત્રિલોકના સર્વ રાગીજનો કેમ લાજી ન મરે ? એવા વીતરાગને પોતાના ગુરુ કેમ ન માને ?

જેનામા અજ્ઞાનનો અ શ શોધ્યો ન જડે એવા વિશુદ્ધાત્માને ગુરૂ કરવામા કોણ ગૌરવ ન અનુભવે ?

જોયા ને ? ત્રિલોકગુરૂના ત્રણ અ શો ? વીતરાગતા, સર્વજ્ઞતા અને દેવેન્દ્રપૂજિતતા

૪ હવે જોઈએ યથાસ્થિતવસ્તુવાદિતા –સત્યવાદિતાનો એમના સ્વરૂપનો શેષ અ શ

જૂઠ કોણ બોલે ? રાગી, દ્વેષી કે અજ્ઞાની જ ને ?

ત્રિલોકગુરુને નથી રાગ નથી દ્વેષ નથી અજ્ઞાન રે! દેવોની દુનિયામાં વખાણાયા તો ય નથી એમને અભિમાન! એમને જૂઠ બોલવાની જરૂર જ ક્યાં રહી? કોઈ અવકાશ જ નથી ને જૂઠ બોલવાનો! જૂઠ વિચારવાનો કે જૂઠને આચરવાનો!

એમને ક્યાં મત સ્થાપવાનો રાગ છે કે જેથી એના કારણે જપ્પા મારવાની જરૂર પડે? એમને ક્યાં કોઈ વાતની પક્કડ છે કે જેને સિદ્ધ કરવા અમે તે રસ્તે જવું પડે? એમને ક્યાં કોઈ ઉપર રોષ છે કે જેથી એને પટકી નાખવા આળ ચડાવવા પડે?

અલૌકિક આત્મા! નિ[illegible]ક જીવન! સ્ફટિકને ય ટપી જાય એવું નિર્મળ સ્વરૂપ!

પથિક તો જેમ જેમ આ ત્રિલોકગુરુની સ્વરૂપ-કથા સાંભળતો ગયો તેમ તેમ એનો આત્મા ઉલ્લસિત બનતો ગયો. એની અંતરની ગાગરમાં ઉત્સાહનો સાગર ઉભરાતો ગયો.

એણે જોએલા બધા ય ગુરુઓથી સાવ જ વિલક્ષણ ગુરુને એણે સાંભળ્યા. એનું અંતર આપોઆપ બોલી ઉઠ્યું ખરેખર, આ જ ગુરુ કહેવાય. જો એ સીમંધરસ્વામી આવા જ હોય તો મારે તો સોનાનો સૂરજ ઉગ્યો. મારું જીવન ધન્ય બની ગયું

વળી વાત આગળ વધી. ત્રિલોકગુરુની સત્યવાદિતાને વિસ્તારતા એ શિષ્ટ પુરુષે કહ્યું આ ભગવંતે તો પોતાના

જ્ઞાનપ્રકાશમા જગતનુ જે સ્વરૂપમા દર્શન કર્યું તે જ સ્વરૂપનુ જગતને જ્ઞાન કરાવ્યુ એમણે ઐશ્વર્યને વિનાશી જોયુ, રૂપને અશુચિમય જોયુ, કુટુબપરિવારને અશરણ જોયો, આત્માને એકલો--અટૂલો જોયો, સસારને કેદખાનાસમો, સ્મશાનસમો, સમુદ્રસમો, વનસમો, વિવિધ સ્વરૂપે જોયો જોયો અને આપણને કહ્યો

જે સસારને આપણે અવિનાશી, શરણભૂત, સર્વાગસુદર સ્વરૂપે જોઈએ છીએ, એ આપણા મિથ્યાદર્શનને એમણે હચમચાવી નાખ્યુ !

જ્ઞાનપ્રકાશ ન પામ્યા ત્યા સુધી આ ત્રિલોકગુરુ કશુ ય ન બોલ્યા, મૌન જ રહ્યા પણ જેવો એ પ્રકાશ પ્રગટયો કે બોલ્યા વિના રહી જ ન શકયા સહજ રીતે જ બોલવા જ લાગ્યા ના એમને બોલવાની કોઈ ઈચ્છા જ ન હતી નિરીહને વળી ઈચ્છા કેવી ? વીતરાગને વળી રાગસ્વરૂપ ઇચ્છા હોય જ શેની ? પણ એમણે સર્વજીવોને દુખમુક્ત, પાપમુક્ત, રે ! સસારમુક્ત કરી દેવાની જે કરુણા ભાવી હતી એણે જ એમને બોલાવ્યા, ભલે ને એ કરુણા વ્યક્ત ન હતી પણ એણે જન્માવેલુ કર્મ-તીર્થંકરનામકર્મ તો એકદમ વ્યક્ત થઈ ગયુ હતુ એના દ્વારા જ એ કરુણાએ પોતાનુ કાર્ય કર્યું

બોલે જ નહિ તો ય ત્રિલોકગુરુ સ્વય તો મોક્ષ પામે જ પણ સર્વજીવોનુ શુ ? એમના દુખોનુ, પાપોનુ શુ ? એનો નાશ કરવાનો માર્ગ કોણ ચીધે ? એમની

એકાર અશરણતાને કોણ ટાળે ? કર્મ પિશાચના રાક્ષસી પંજામાંથી એમને મુક્ત કોણ કરે ?

ત્રિલોકગુરુ બોલે તો જ આ બધું બને ને ?

માટે સ્તો પ્રભુએ એમને ત્રિલોકગુરુ બનાવ્યા એમને બોલાવ્યા. જે વીતરાગ અને સર્વજ્ઞ તો બની ચૂક્યા છે એમની એ સિદ્ધિઓના મૂળમાં સર્વ જીવો પ્રત્યેની અગાધ કરુણાનું ઝરણું છે એ ત્રિલોકગુરુ જગદ્ઉદ્ધારનો જે રાહ બતાડે એમાં અસત્યનો અંશ પણ ક્યાંથી હોઈ શકે ? માટે સ્તો ત્રિલોકગુરુના સ્વરૂપમાં સત્યવાદિતા પણ સુસ્પષ્ટ રીતે ઊપસી આવેલી જોવા મળે છે ને ? આવા ત્રિલોકગુરુને રાગાદિ શત્રુના વિજેતા અરિહંત કહેવાય છે

ત્રિલોકગુરુત્વના સર્વોત્કૃષ્ટ સામર્થ્યથી સંપન્ન હોવાથી ભગવંત કહેવાય છે

પથિક ! જનમ જનમના કોઈ મહાપુણ્યે જ તું અહીં આવી ચડ્યો લાગે છે હો ! ચાલ, અમારી સાથે જ ચાલ. સર્વાતિશયસંપન્ન ત્રિલોકગુરુના દર્શન-વંદન-શ્રવણ કરીને આપણે સહુ પવિત્ર થઈએ. જન્મારો સફળ કરીએ

ત્રિલોકગુરુના દર્શનમાં એ પળને પામવાનું સૌભાગ્ય સ્પર્શવા માટે હવે તો પથિકનો આત્મા ઉત્સુક બની ગયો હતો. ભરતક્ષેત્રમાંથી ભૂલા પાડનારા—[illegible] લાવનાર એ સદ્ભાગ્યને નમસ્ત કરી રહ્યો હતો. એના અંતરમાં આનંદનો સાગર વાંક વાંક ઊછળી રહ્યો હતો.

'તારા સર્વ સંશયોનો ભુક્કો અહીં જ થશે' એમ એનું મન બોલતું હતું દિલ ધડકીને કહી રહ્યું હતું

'તારા જીવનના ચક્રોની ગતિ આજે જ સવળા વેગે પલટો ખાશે' એમ એનું જીગર બોલતું હતું

ત્રિલોકગુરુ પ્રત્યેના અહોભાવથી ઝૂકી ગયેલા શિર સાથે, એમના દર્શનના ઉત્સાહથી થનગનતા પગ સાથે, સઘળી ય વેદનાઓને વિસ્મૃતિની ખીણમાં ધકેલી દઇ, અંતરની વંદનાઓ અર્પવા તલપતા હૈયા સાથે પથિક ઝડપથી આગળ વધી રહ્યો હતો

માર્ગ પૂરો થયો અને ત્રિલોકગુરુની દેશના સાંભળવા માટે દેવોએ રચેલા સમવસરણના દસ હજાર પગથિઆનું આરોહણ શરૂ થયું પથિકને મનમાં એમ હતું કે, 'આ તો શે ચડાશે ?' પરન્તુ એ આરોહણ શી રીતે થઈ ગયું એની એને ખબર પણ ન પડી

આશ્ચર્યોની સાંકળમાં એક કડી વળી ઉમેરાઈ

છેલ્લે પગથિએ ચડીને સમવસરણની સમતલભૂમિએ પથિકે જ્યાં પગ મૂક્યો, જેવું ત્રિલોકગુરુનું દર્શન કર્યું તેવું જ તેનું શરીર રોમાંચિત થઇ ગયું અંગ અંગમાં ધ્રુજારીઓ વહેવા માંડી એની આંખો હર્ષાશ્રુઓથી ઊભરાઇ ગઈ એનું હૃદય ગદ્ગદ્ થઈ ગયું

જગત માત્રને ધિક્કારતો આત્મા બરફની જેમ દ્રવી ગયો! ત્રિલોકગુરુના દર્શને એ રાન-શાન ને પાન-પાન થઈ ગયો શોધ્યો ન જડયો ક્યાંય દ્વેષ!

પથિક  કાળમીંઢ પથ્થરની આકરાઈને પણ ટક્કર મારે તેવી આકરાઈ ને પામેલો પથિક ખરેખર ! એકદમ ઝૂકી ગયો !

હૃદયવિભોર બનીને એ ત્રણવાર બોલી ઊઠ્યો.

નમસ્કાર હો ! નમસ્કાર હો ! મારા અંતરના નમસ્કાર હો ! ઓ ત્રિલોકગુરુ દેવાધિદેવ ! હર્ષના અતિરેકથી એથી વધુ કાંઈ જ એ બોલી ન શક્યો.

રે ! જેણે અંતરનો નમસ્કાર અર્પી દીધો નમસ્કાર્યને ! એને પછી શું બોલવાનું બાકી રહે છે ! શું આચરવાનું ઊભું રહે છે !

અંતરના એ નમસ્કારમાં તો વિશ્વના તમામ ભાવોને ધિક્કાર સૂચિત થઈ ગયો ! અનાદિકાલીન પોતાના અહંકારને ગળે ટૂંપો દેવાઈ ગયો !

નમો' તો ર  મેઆરનનો ઉગ્ર એટમબોમ્બ છે એની પ્રચંડ ઉગ્રતાની અભિવ્યક્તિ થતાં મનનો ક્યો તમોભાવ કે રજોભાવ જીવતો ઊભો રહી શકે છે ! સત્વ ભાવના અબાધિત, અસ્ખલિત વહેણનું ઉદ્‌ગમ તો આ નમો પદ છે એ પામ્યા પછી પામવાનું શું બાકી રહે છે ! એને આલિંગ્યા પછી આલિંગ્ય શું ! અને એને આસ્વાદ્યા પછી આસ્વાદ્ય શું ! એને સાંભળ્યા પછી શ્રોતવ્ય શું રહી જાય છે !

સાચો જો નમસ્કાર હોય તો તે મનોભૂમિમાંથી વિભાવદશાના અનાદિસિદ્ધ પ્રેમનું આમૂલ ઉન્મૂલન કરીને જ રહે છે

પથિકનો એ (સાચાના ભાઈ જેવો) સાચો નમસ્કાર હતો માટે જ એ પછી એનો વાગ્યોગ, અવાક્ થઈ ગયો.

મનોયોગ મસ્તી માણવા લાગ્યો ભાવસમ્રાટના ભાવદર્શનની ! વાગ્યોગ તો ઓળઘોળ બની ગયો એ વચનાતીતના મૌન-વર્ણનમા ! અને કાયયોગ વદનાના ભાવમા ગોઠવાઈને ચિત્રવત્ સ્થિર થઈ ગયો !

પથિકના જીવનની એ ધન્યાતિધન્ય પળો હતી વદનીયની એ વદના, એના જીવનની સર્વવેદનાઓના ઝડપી વિસર્જનમા પરિણમતી હતી પણ એની વદના આદરપૂર્વક-ધારા તૂટી કોઈએ એનો હાથ પકડીને એક સ્થાને બેસાડ્યો, ત્રિલોકગુરુની અમૃત-સમી દેશનાનુ પાન કરવા

(૩)

## દેવાધિદેવની દેશના

માલકોસ રાગના ગંભિરધ્વનિએ ત્રિલોકગુરુ દેવાધિદેવ ભગવાન સીમંધરસ્વામીજીની પ્રવચનવાણી પ્રસરવા લાગી.

શું દેવ ? શું માનવ કે શું પશુ !–સહુ, પોતપોતાની ભાષામાં એને ઝીલવા લાગ્યા

પાત્રના આકારે પાણી જુદા જુદા સ્વરૂપે પરિણમી જ જાય છે ને !

પ્રભુની વાણી ગંગાના નીરની જેમ વહી રહી હતી.

'હે ભવ્ય જીવો ! જગતમાં તત્વ બે જ છે જડ અને ચેતન.

જેનામાં ચેતના છે સુખદુઃખની સંવેદના છે લાગણી છે તે ચેતન તત્વ છે

જે ચેતનાવાળું નથી તે બધું ય જડ તત્વ છે ચેતન નથી. સ્વરૂપથી શુદ્ધ એવા પણ આ આત્માને ચારગતિ રૂપ

સંસારમાં ભ્રમણ પડે છે, તેનું કારણ તેની ઉપર ચોટેલી જડ એવી કર્મ-રજકણો છે

જીવ અનાદિ છે જીવ સાથે સતત થતો જતો-વિવિધકર્મોનો સંયોગ અનાદિ છે અને જીવ તથા કર્મસંયોગથી ઊભો થયેલો સંસાર પણ અનાદિ છે *

જે આત્માઓએ ઘનઘાતી કર્મોનો નાશ કરીને વીત-રાગતા પ્રાપ્ત કરી, જેઓ અનંતજ્ઞાન પ્રકાશ પામ્યા તે બધાએ પોતાના એ ચિત્પ્રકાશમાં જીવની આદિ જોઈ નથી જીવની આદિ હોય તો દેખાય ને ? ગધેડાને શિંગડું હોય જ નહિ તો દેખાય ક્યાંથી ? ન દેખાય માટે 'અસર્વજ્ઞતા'નો આરોપ કેમ મુકાય ? કંકણ વર્તુલાકારે ગોળ છે એની આદિ ક્યાંથી દેખાય ?

ચિત્પ્રકાશમાં તો જેવું હોય તેવું જ દેખાય, ન હોય, એવું જો દેખાય તો તેને સાચો ચિત્પ્રકાશ ન કહેવાય એ તો ભ્રાન્તિ કહેવાય

સર્વ પરમાત્માઓએ જીવની અનાદિતા જોઈ છે કેમકે સત્ય તો સર્વને એક જ પ્રાપ્ત થાય અસત્ય જ બહુરૂપી હોય

સર્વ પરમાત્માઓએ જીવની અનાદિતા જોઈ માટે સર્વેએ જીવને અનાદિ કહ્યો પણ યુક્તિથી ય જીવની અનાદિતા જ સિદ્ધ થાય છે જીવને જો ક્યારેક પણ ઉત્પન્ન

---

* जे एवमाइक्खति, इह खलु अणाइ जीवे, अणाइ जीवस्स भवे अणाइकम्मसंजोगनिवत्तिए ।

મચેલો માનવામા આવે તો તરત પ્રશ્ન થાય કે તેને કોણે ઉત્પન્ન ર્ક્યો ? ને એના ઉત્પાદક તરીકે કોઈ એક વ્યક્તિ–ઈશ્વર નામની માની લેવામ તો ફરી એજ પ્રશ્ન ઉદ્ભવે કે એ ઈશ્વરને જીવ માનવામા આવે તો તેના ય ઉત્પાદક તરીકે ત્રીજે ઈશ્વરાત્મા કલ્પવો પડશે આમ તો મોટી પરપરા ચાલ્યા જ કર જેનો કોઈ અન્ત જ ન આવે.

હવે જો આ અનવસ્થા દોષ ટાળવા માટે કદાચ એમ પણ કહેવામા આવે કે જગતના જીવોને ઉપન્ન કરનાર ઈશ્વર તો અનાદિ છે ; એને કોઈ બીજા ઈશ્વરે ઉત્પન્ન ર્ક્યાનુ માનવાની જરૂર જ નથી.

તો વળી દલીલ રજૂ થશે કે જો ઇશ્વરસ્વરૂપ જીવને ય છેવટે અનાદિ માનવો જ પડે છે તો પછી જગતના જીવને જ અનાદિ કેમ ન માનવા ? એમ માનવાથી ઇશ્વર-જીવને “અનાદિ કલ્પવાની વાત ટળી મોટો લાભ થઇ જશે.

જો અનત જીવોને અનાદિ માનવા કરતાં એક જ ઇશ્વરાત્માને અનાદિ માનવામા લાઘવ દેખાતુ હોય તો તે પણ બરોબર નથી કેમકે ઇશ્વરાત્મા ઉપર પક્ષપાતનુ મોટામા મોટુ અપટિત દોષારોપણ થઇ જશે. જીવોનો ઉત્પાદક જો ઇશ્વર જ હોય તો તે શા માટે એક જીવને ધનવાનને ત્યા અને બીજા જીવને નિર્ધનને ત્યા ઉત્પન્ન કરે ? શા માટે એકને બુદ્ધિહીન અને બીજાને બુદ્ધિમાન્ બનાવે ? આવો પક્ષપાતિપણાનો દોષ જ નિ પક્ષ ઇશ્વરને આપે કેટલો ઔસ્વગ્રસ્ત છે ?

વળી બીજી વાત એ પણ છે કે જો જીવ ઉત્પન્ન જ થતો હોય તો જે સમયે તેની ઉત્પત્તિ થઈ તે સમયે તે જીવ શુદ્ધ સ્વરૂપે (કર્મરહીત) ઉત્પન્ન થયો કે અશુદ્ધ સ્વરૂપે (કર્મયુક્ત) અશુદ્ધ ઉત્પત્તિ તો મનાય જ નહિ કેમકે ચોટેલુ કર્મ કાંઇ આકાશમાંથી ટપકી નથી પડતુ અને ઇશ્વરે જીવને ઉત્પન્ન કર્યો તે પૂર્વે તેનો કોઇ ભવ તો ઘટે જ નહિ કે જ્યાં એ કર્મ ચોંટયુ હોય ? અને મહાદયાલુ ઇશ્વર જીવને કર્મ ચોંટાડીને જ ઉત્પન્ન કરે એ કલ્પના તો એની મહાદયાલુતાને કલંકસમી બાબત છે

એટલે જો સર્વશક્તિમાન ઇશ્વર જીવને ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવે છે તો મહાદયાલુ તે ઇશ્વર તે જીવને શુદ્ધ જ ઉત્પન્ન કરે

જો આ વસ્તુસ્થિતિ માન્ય હોય તો શુદ્ધ જ ઉત્પન્ન થયેલા દરેક જીવ તે ઉત્પત્તિના સમયે જ સચ્ચિદાનંદ-સ્વરૂપ પામી જાય

અને ઉત્પત્તિસમય પછીના બીજા-ત્રીજા વગેરે સમયોમાં સંસારી તરીકેનો પર્યાય-અશુદ્ધ અવસ્થા સંભવે જ નહિ અને જો શુદ્ધાત્માને સાથે પણ ફરી સંસારી અવસ્થા ખડકાતી હોય તો શુદ્ધ થવા માટેની દુષ્કર ધર્મસાધના કરવાનો કોઇ અર્થ જ નથી રહેતો

એટલે જીવને ઇશ્વર ઉત્પન્ન કરે અને તે શરૂઆતથીજ શુદ્ધરૂપે હોય એ વાત સંભવી શકતી જ નથી કારણકે પ્રત્યક્ષ વસ્તુસ્થિતિ સાવ જુદી છે

તમે બધા જીવો હજી સંસારી પર્યાય-અવસ્થામાં છો એ જ સૂચવે છે કે જીવ ક્યારેય શુદ્ધ હતો જ નહિ એ ક્યારેય ઉત્પન્ન થયો જ નથી આથી એ વાત પણ નિશ્ચિત થઈ જાય છે કે જીવ અનાદિ છે એના કોઈ પણ ભવને-જ મને પ્રથમભવ તરીકે કહી શકાય જ નહિ.

ભવને આપનાર કર્મનું ઉપાદાન પૂર્વભવમાં માનવું જ પડે અને એ પૂર્વભવના કારણભૂત કર્મોનું ઉપાદાન એની પણ પૂર્વના-અપૂર્વભવમાં માનવું જ પડે. આમ ભવોની અનાદિ પરંપરા ચાલતી જ રહે.

વસ્તુસ્થિતિ જ આવી છે માટે આ પરંપરાને અનવસ્થા દોષગ્રસ્ત કહેવાય નહિ

મરઘી-ઈંડાની કાર્યકારણભાવ પરંપરા શું અનાદિ નથી ?

દરેક ગામ જમાનવને પિતા, એના પિતા–દાદા એના ય પિતા...એમ પરંપરા હોય છે જેની આદિ અસંભવિત છે જેમ દાદાઓની પરંપરા અનાદિ માન્યે જ છૂટકો છે એમ જીવને અનાદિ માનવો જ રહ્યો. તેમ જીવના ભવભ્રમણના કારણ તરીકે તેની સાથેનો કર્મસંયોગ પણ પ્રવાહથી અનાદિ જ માનવો રહ્યો. કર્મ નિર્લેપ જીવ અને તે સંસારી ! એ તો વન્ધ્યા મે માતા જેવો વદતો વ્યાઘાત છે (મારી મા વાંઝણી જેવી અસંગત વાત છે) જેમ જીવ અને જીવ-કર્મનો સંયોગ અમને પ્રત્યક્ષથી અનાદિ દેખાય છે અને યુક્તિથી સિદ્ધ છે તેમ જીવ અને કર્મસંયોગથી જ સંભવતો આ ચાર ગતિમય સંસાર પણ અનાદિ છે

ચાર ગતિમય સંસાર જો ઉત્પન્ન થતો હોય તો તેની ઉત્પત્તિ પૂર્વે કર્મયુક્ત જીવ ક્યા હોય ? અદ્ધર લટકતો તો ન જ હોયને ? એટલે જીવ અને જીવ કર્મસંયોગની અનાદિતાને કારણે જીવોના આધારસ્થાનસ્વરૂપે સંસાર પણ આપોઆપ અનાદિ સિદ્ધ થઈ જાય છે

જેમ પૂર્વોક્તયુક્તિથી જીવનો ઉત્પાદક પણ ઈશ્વર કલ્પી ન શકાય તેમ જગતનો ઉત્પાદક પણ ઈશ્વર કલ્પી ન શકાય

ચિત્પ્રકાશને પામેલા અમે બધા આ ત્રણે ય અનાદિતત્ત્વોને તો પ્રત્યક્ષપણે—કેવલ્યચક્ષુથી–દિવ્યજ્ઞાનથી જોઈ રહ્યા છીએ હું તમને એ જ વાત યુક્તિથી સમજાવી રહ્યો છું કેમકે તમને એનું પ્રત્યક્ષ થવાનું તમારી વર્તમાન સ્થિતિમાં સંભવિત નથી

લોકસ્વભાવ સ્વરૂપ ધર્મનું પ્રત્યક્ષ અતિન્દ્રિય જ્ઞાનીઓ —સર્વજ્ઞો જ કરી શકે બીજાઓને તો તેમના વચનની પરિપૂર્ણ શ્રદ્ધાની આંખે જ એ સઘળું ય દેખાય"

દેવો, માનવો અને પશુઓ, શ્રમણો અને શ્રમણીઓ, નાના-મોટા સહુ-ભગવાન સીમંધરસ્વામીની ખળખળ વહી જતી દેશના-ગંગોત્રીના નીરનું પાન કરીને અનોખી આત્મમસ્તી અનુભવી રહ્યા હતા સહુ વીસરી ગયા હતા તનના તાપ અને મનના સંતાપ, સહુએ વીસારી નાખ્યા હતા આપસઆપસના વૈર અને વિરોધ, કોઈના રૂંવાડે ય

નહોતી રમતી રમા, રામા કે રસનાની દુનિયા. સહુ થાક ભૂલ્યા, તડકો ભૂલ્યા ભૂખ ભૂલ્યા, તરસ ભૂલ્યા રોગ અને શોક ભૂલ્યા.

ભૂલી ગયા સહુ સમગ્ર જગતને! બસ રહી માત્ર વાતો દેવાધિદેવની! રે! આત્મા પરાત્મા કે પરમાત્માદિના અસ્તિત્વની પણ અવગણના કરતા પાંખડીઓના પણ મદી તો પાણી ઊતરી ગયા! બધા ય અવાક્! કોઈ કશું બોલી ન શકે! અરે! એમના ય મન એ વાણીના પ્રવાહમાં તણાવા લાગી જાય! બીજા ભાવુક જનોની તો પછી શી વાત!

પેલો પથિક તો ચાતક-નો જ બની ગયો હતો ભગવાન સીમંધરસ્વામીની દેશનાનો અક્ષર-અક્ષર ઝીલવા! એની આંખો મટકું મારવા ય લાચાર હતી; એ દેવાધિદેવના દર્શન પળમાટે ય નહિ ખોઈ નાખવા!

પ્રભુ આગળ બોલ્યા કે ભવ્યાત્માઓ! ચારગતિરૂપ આ સંસારનું સ્વરૂપ તમારે અવશ્ય ધ્યાનમાં લેવા જેવું છે

જન્મ, જરા, મરણના દુ:ખોથી એ ખીચોખીચ ભરેલો છે; આધિ-વ્યાધિ અને ઉપાધિના દુ:ખોનો ત્યાં કોઈ અન્ત જ નથી. રાગ-રોષની પીડાઓથી પ્રત્યેક સંસારી આત્મા ઘેરાઈ ગયેલો છે

દુ:ખમય છે એ સંસાર!

એના સંસારના ભોગવટાના પરિણામે જે અશુભ કર્મનો બંધ થાય છે એનાથી વળી જે સંસાર પ્રાપ્ત થાય

છે એ ય એવા ને એવા જન્માદિથી, તાપ-સંતાપોથી ઊભરાઈ ગએલા હોય છે

દુઃખફલક છે આ સંસાર !

રે ! એવા દુઃખમય સંસારને નભાવવામાં અગણિત કુટિલતાઓ આચરવામાં આવે છે, દંભો અને પ્રપંચોના નાચ ખેલવામાં આવે છે, હિંસા-જૂઠ વગેરે સેવવામાં આવે છે એથી પૂર્વસંસારનાં ફળો ભોગવીને ય અંત આવી જતો નથી, બલ્કે એ દુઃખોની પરંપરા સર્જાય છે પાપોનું ફળ દુઃખ, દુઃખોના ભોગવટામાં પાપ, એ પાપોનું ફળ પુનઃ દુઃખ એનો નિકાલ કરવા જતાં અઢળક પાપ ફલત દુઃખ આમ એ સંસારનું વિષચક્ર ભમતું જ રહે

દુઃખાનુબન્ધી* છે આ સંસાર !

હે ભવ્યાત્માઓ ! કદાચ અજાણતાં કોઈ અકામનિર્જરાદિનો ધર્મ થઈ જાય અને તેનાથી પુણ્ય બંધાઈ જાય એટલે વળી એ દુઃખમય, દુઃખફલક અને દુઃખાનુબન્ધી સંસારમાં ક્ષણિક સુખ પણ મળી જાય ખરું પરન્તુ એ સુખમય, સુખફલક કે સુખાનુબન્ધી ગણાતો-દેખાતો સંસાર પણ વસ્તુતઃ તો છે દુઃખમય, દુઃખફલક અને દુઃખાનુબન્ધી જ.

ભલે જીવને રંભા, રામાના કે રસનાના સંગમાં-રંગમાં સુખ લાગતું હોય, ભલે પુદ્ગલના રાગથી તે સુખ માનતો

---

૧ दुःखरूपे, दुःखफले, दुःखानुबंधे ।

હોય પણ એ જ તેનો મોટામાં મોટો ભ્રમ છે. રાગ માત્ર મોહનીયકર્મની નિપજ છે અને એ મોહનીયકર્મ તો પાપકર્મ છે. પાપકર્મના ઉદયથી કદી પણ સુખ મળે જ નહિ. મોહનીયકર્મરૂપ મદિરાની મોહિની જે જીવની ઉપર ફરી વળી છે એને રાગથી સુખાનુભૂતિનો ભયાનક ભ્રમ થાય છે. વસ્તુતઃ રાગથી સુખ છે જ નહિ. રાગથી–રાગ કરવાથી–તો દુઃખ જ મળે. કેમકે રાગનું કામ વધુને વધુ રાગ જન્માવીને અતૃપ્તિનું પ્રચંડ દુઃખ ઉત્પન્ન કરવાનું છે. બીજા સુખ સામગ્રી સંપન્નને જોઈને ઈર્ષ્યાથી તેને તે રાગોની પતિમા દાઝી બાળવાનું છે. પોતાની રાગસામગ્રીના વિનાશના ભયના ઊંડી પડછાયાઓ દેખાડીને ગભરાવી મારવાનું છે.

રાગથી સુખ શું મળે? ધગધગતા ગોળા જેવી ભડકે બળતી વાસનાઓ! એને થોડી સુખસામગ્રી મળી જાય એટલા માત્રથી સુખ-શાન્તિ કેમ મળી શકે?

તપીને લાલચોળ થયેલા લોઢાનો ગોળો શું પાણીના એક બિંદુથી ઠરીને શાન્ત થઈ જાય ખરો? નહિ જ ને? એ ગોળામાં શૈત્ય કેટલું? અને ભયાનક તાપ કેટલો?

સુખસામગ્રી ઉપર ફરતા રાગભાવના સમયે જ ઈર્ષ્યા, અતૃપ્તિ ભય વગેરે દુઃખોની લાગણીઓનો ધસારાબંધ પ્રવાહ જે મનમાં તૂટી પડતો હોય ત્યાં તે રાગથી સુખ થાય જ શેનું?

આ વાત સાંભળતાં વમાતભાના વણાખરાના અંતરમાં

એ પ્રશ્ન ઉદ્ભવ્યો હશે કે અમને તો ભોગ-રાગ કરતા તે વખતે તો સુખ જ થાય છે તેનું શું ?

પુણ્યાત્માઓ ! એ પ્રશ્નનો ઉત્તર એ છે કે સુખની એ અનુભૂતિ ભોગો ઉપરના રાગથી થતી નથી પણ એ જ વખતે જે પુણ્યકર્મનો ઉદય ચાલે છે તેને કારણે થાય છે, ભોગરાગ સાથે જેને પુણ્યકર્મનો ઉદય પણ પ્રગટ થાય તેને પુણ્યથી જ સુખાનુભવ થાય છે જેને રાગ કરવાના સમયે પુણ્યનો સહકાર નથી મળતો તેને રાગથી સુખાનુભવ થતો જ નથી પણ અજ્ઞાની જીવ ભોગરાગથી સુખાનુભવની મિથ્યાકલ્પના કરી બેસે છે

વિષમિશ્રિત દૂધપાક ખાવાથી કોઈ માનવ મૃત્યુ પામી જાય તો તેના સબધીઓ અજ્ઞાનવશાત્ કહી દે કે 'તે દૂધપાક ખાવાથી મરી ગયો ! તેના જેવી રાગથી સુખ પ્રાપ્તિની વાતો છે જ્યા સુધી આ ભ્રાન્તિનો નિકાલ નહિ થાય ત્યા સુધી સાચા સુખનો આસ્વાદ પામી શકાય તેમ નથી

રાગમય સસાર દુખસ્વરૂપ જ છે

એવા સસારના ભોગવટાનુ ફળ પણ દુખ છે, અનુબધ પણ દુખ છે માટે રાગમય સસાર દુખમય, દુખફલક અને દુખાનુબન્ધી કહેવાય

હે ભાગ્યવતો ! હજી પણ થોડા આગળ વધો

પુણ્યમય સસારથી પણ સુખ નથી આ વાત વધુ

પ તી આશ્ચર્ય જનક લાગશે પણ તમે શાન્તિથી વિચારશો તો આ વાત પણ બરોબર સમજાઈ જશે. વ્યવહારનયથી ભલે પુણ્યથી સુખ કહેવાતું હોય પરન્તુ નિશ્ચયનયથી તો સુખ આત્માથી / છે પુણ્યકર્મના ઉદયકાળમાં જે સુખ મળે છે તે આત્માના ઘરનું છે

ધારો કે પુણ્યકર્મના ઉદયથી તમને મોદક મળ્યા મોદકનો સ્વાદ પકડી શકે તેવી રસનેન્દ્રિય મળી મોદકમા સ્વાદ ભોગવી શકે તેવો જઠરાગ્નિ પ્રાપ્ત થયો

ધારો કે તમને ખૂબ ભૂખ લાગી છે મોદકનો થાળ સામે પડયો છે યજમાન પ્રેમથી ખવડાવવા તૈયાર છે સખ્ત ભૂખની વેદનાએ તમને ત્રસ્ત કરી મૂક્યા છે તમે ખાઉં ખાઉં કરી રહ્યા છો. ભૂખના દુઃખે તમારુ માથુ ભમે છે

અને યજમાનના પ્રેમભર્યા આમન્ત્રણ પૂર્વક તમે થાળીએ બેઠા. મોદક ઉપર મોદક આરોગતા ગયા. પેલી ભૂખની આગ ઠરતી ચાલી ભૂખનું દુ ખ ઘટતુ ચાલ્યુ તૃપ્તિનુ સુખ પામતા ગયા. અન્તે એક ક્ષણ એવી આવી લાગી કે જ્યારે તમે પૂર્ણ તૃપ્ત થઈ ગયા. પેટ ફુલ્લ થઈ ગયુ

હવે પછી તો એ જ યજમાન એ જ પ્રેમથી એ જ થાળનો મોદક થાળીમા મૂકવા યત્ન પણ કરે તો તમને દુ ખ થઈ જાય છે

આ પ્રસ ૧ ઉપર જ હવે તમે વિચાર કરો તો સમજાશે કે જેટલી અતૃપ્તિ એટલુ દુ ખ.

જેટલી તૃપ્તિ એટલુ સુખ

અતૃપ્તિથી જેટલા દૂર થાઓ, તૃપ્તિની જેટલા સન્મુખ થાઓ તેટલા તમે સુખી

જડપદાર્થો એ આત્માનુ પરઘર છે જે આત્મા જડની આસક્તિ દ્વારા પરઘરમા જઈ બેસે છે એ દુખી છે ત્યાથી પાછો ફરીને જે સ્વઘરમા આવીને બેસી જાય છે કે સુખી થઈ જાય છે આમ સ્વગૃહાવસ્થાન (સ્વભાવદશા) એ જ આત્માનુ સુખ પરગૃહગમન (વિભાવદશા) એ જ આત્માનુ દુખ

અહી પ્રશ્ન થશે કે સ્વગૃહમા અવસ્થાન પામવા માટેનો રસ્તો ભોગનો છે? ભોગસામગ્રીના સયોગથી તૃપ્તિ થાય ત્યારે જ સ્વઘરમા આત્મા આવે ને? એનો ઉત્તર નકારમા છે ભોગના યોગથી ઉત્પન્ન થતી તૃપ્તિ ક્ષણિક છે, અતૃપ્તિની ભયાનક આગને જન્માવનારી છે માટે તે રસ્તે ચાલીને તૃપ્તિ પામવાનુ કાર્ય સર્વાશે દગાખોર છે આથી જ સાધકો ભોગથી નહિ પણ ભોગસામગ્રીના ત્યાગથી જ, અતૃપ્તિને સતોષવાથી જ નહિ પણ અતૃપ્તિની અનુત્પત્તિથી જ સ્વગૃહમા કાયમ માટે રહી જાય છે અને અનત આનદને પામે છે આ જ સુખ પામવાનો સાચો રાહ છે

આપણી વાત એ છે કે પુણ્યથી પણ સુખ મળતુ નથી સુખ તો આત્મા સ્વગૃહમા આવીને બેસી જાય તેમા જ છે

જેમા સંયોગસામગ્રીને કારણ કહેવાનુ રખે કોઈ સાહસ કરે ! એ સંયોગ્યોગ તો નિમિત્ત બની જાય એટલુ જ બાકી તેનાથી જ સ્વગુણાવસ્થાન થાય એમ કદી ન માનવુ તેના વિના પણ આત્માનુ સ્વગુણાવસ્થાન સાધકોમા સિદ્ધોમા એવા મળે છે માટે સંયોગોમની નિમિત્તતા અન્ય થાસિદ્ધ બની જાય છે

અભવ્ય આત્માનુ નિમિત્ત પામીને કેટલા ય આત્માઓ મોક્ષભાવ પામે છે પણ ત્યા તે અભવ્યો તો નિમિત્ત માત્ર છે માટે જ અભવ્યાત્માના નિમિત્તે તે આત્માઓનો મોક્ષ થયો એમ કહેવાય. અભવ્યાત્માએ તેમનો મોક્ષ કર્યો એમ ન કહી શકાય આવુ જ પ્રસ્તુતમાં સમજવુ

જેમને સમજપૂર્વક કરેલા ધર્મના ફળરૂપે પુણ્યમય સસાર પ્રાપ્ત થયો છે તે સસારી આત્માઓ પણ તે પુણ્યોદયના કાળમાં અનાસક્ત રહે છે માટે જ તેમને તે સસારમા સુખ અને શાન્તિ મળે, છે આસક્તિથી ભરપૂર મનવાળાનો સસાર સુખદ બની શકતો જ નથી

માટે જ અનાસક્તિ (તૃપ્તિ) એ જ સુખદ પાય છે નહિ કે પુણ્યસામગ્રીથી ભરપૂર સસાર !

ભરતક્ષેત્રના મમ્મણશેઠનો સસાર પુણ્યસામગ્રીથી ખીચોખીચ ભરેલો હોવા છતા એ પ્રત્યેની આસક્તિના અતૃપ્તિના કારણે એ દુ ખી હતો. જ્યારે શ ઠીપુત્ર શાલિભદ્ર એવા જ સસારમા અનાસક્તિને કારણે સુખી હતો.

માટે હે બુદ્ધિમાન્ આત્માઓ ! પુણ્યથી સુખ ન માનો પરન્તુ અનાસક્તિથી જ સુખ માનો માટે જ કહું છુ કે પુણ્યમય સંસાર પણ આસક્તિ કરાવવામા જ પરિણમવાની તીવ્ર શક્તિથી ભરેલો હોવાથી દુ ખમય છે, દુ ખફલક છે, દુ ખાનુબન્ધી છે

સુખ માત્ર ઝેર છે કોઈ એને ઔષધ બનાવીને સાવધાનીથી વાપરે તો ભલે જીવી જાય પણ તેથી ઝેર કાઈ ઝેર મટી જતુ નથી ઝેર કાઈ જીવાડનારુ કહેવાતુ નથી. જીવાડે છે ઔષધિ અને સાવધાની

માટે હે પ્રાજ્ઞો ! તમે તમારા મનમા આ વાત નક્કી કરી લો કે, દુ ખમય સસાર તો દુ ખમય છે જ

કિન્તુ રાગમય સસાર પણ દુ ખમય છે

પુણ્યમય સ સાર પણ દુ ખમય છે

સ સાર માત્ર દુ ખમય છે

દુ ખમય સ સારના ભોગવટામા થતી રતિ–અરતિવાળો સ સાર માત્ર દુ ખફલક છે, એ રતિ–અરતિ આદિ ભાવોનો વિનાશ કરવાની લેશ પણ આત્મજાગૃતિ વિનાનો સ સાર માત્ર દુ ખાનુબન્ધી છે

સુખ ભોગવિરાગમા છે

સુખફલકતા અનાસક્તિમા છે

સુખાનુબન્ધિતા સ્વાગૃહાવસ્થાનમા છે–આત્મસ્વરૂપની રમણતામા છે

એમા ભોગસામગ્રીને કારણુ કહેવાનુ રખે કોઈ સાહસ કરે ! એ ભોગયોગ તો નિમિત્ત બની ગયો એટલુ જ બાકી તેનાથી જ સ્વગુણાવસ્થાન થાય એમ કદી ન માનવુ તેના વિના પણ આત્માનુ સ્વગુણાવસ્થાન સાધકોમાં સિદ્ધોમા જોવા મળે છે માટે ભોગયોગની નિમિત્તતા અન્ય સાપેક્ષ બની જાય છે

અભવ્ય આત્માનુ નિમિત્ત પામીને કેટલા ય આત્મઓ મોક્ષભાવ પામે છે પણ ત્યા તે અભવ્યો તો નિમિત્ત માત્ર છે માટે જ અભવ્યાત્માના નિમિત્તે તે આત્માઓનો મોક્ષ થયો એમ કહેવાય. અભવ્યાત્માએ તેમનો મોક્ષ કર્યો એમ ન કહી શકાય આવુ જ પ્રસ્તુતમાં સમજવુ

જેમને સમજપૂર્વક કરેલા ધર્મના ફળરૂપે પુણ્યમય સસાર પ્રાપ્ત થયો છે તે સસારી આત્મઓ પણ તે પુણ્યોદયના કાળમા અનાસક્ત રહે છે માટે જ તેમને તે સસારમા સુખ અને શાન્તિ મળે, છે આસક્તિથી ભરપૂર મનવાળાનો સસાર સુખદ બની શકતો જ નથી.

માટે જ અનાસક્તિ (તૃપ્તિ) એ જ સુખદ પદાર્થ છે નહિ કે પુણ્યસામગ્રીથી ભરપૂર સસાર !

ભરતક્ષેત્રના મમ્મણશેઠનો સસાર પુણ્યસામગ્રીથી ખીચોખીચ ભરેલો હોવા છતા એ પ્રત્યેની આસક્તિના અતૃપ્તિના કારણે એ દુખી હતો. જ્યારે શેઠીપુત્ર શાલિભદ્ર જેવા જ સસારમા અનાસક્તિને કારણે સુખી હતો

માટે હે બુદ્ધિમાન્ આત્માઓ ! પુણ્યથી સુખ ન માનો પરન્તુ અનાસક્તિથી જ સુખ માનો માટે જ કહું છું કે પુણ્યમય સસાર પણ આસક્તિ કરાવવામા જ પરિણમવાની તીવ્ર શક્તિથી ભરેલો હોવાથી દુખમય છે, દુખફલક છે, દુખાનુબન્ધી છે

સુખ માત્ર ઝેર છે કોઈ એને ઔષધ બનાવીને સાવધાનીથી વાપરે તો ભલે જીવી જાય પણ તેથી ઝેર કાંઈ ઝેર મટી જતુ નથી ઝેર કાંઈ જીવાડનારુ કહેવાતુ નથી. જીવાડે છે ઔષધિ અને સાવધાની

માટે હે પ્રાજ્ઞો ! તમે તમારા મનમા આ વાત નક્કી કરી લો કે, દુખમય સસાર તો દુખમય છે જ

કિન્તુ રાગમય સસાર પણ દુખમય છે

પુણ્યમય સસાર પણ દુખમય છે

સસાર માત્ર દુખમય છે

દુખમય સસારના ભોગવટામા થતી રતિ–અરતિવાળો સસાર માત્ર દુખફલક છે, એ રતિ–અરતિ આદિ ભાવોનો વિનાશ કરવાની લેશ પણ આત્મજાગૃતિ વિનાનો સસાર માત્ર દુખાનુબન્ધી છે

સુખ ભોગવિરાગમા છે

સુખફલકતા અનાસક્તિમા છે

સુખાનુબન્ધિતા સ્વાગુહાવસ્થાનમા છે –આત્મસ્વરૂપની રમણતામા છે

## સાધનાનું પ્રવેશદ્વાર

પુણ્યજનિત સંસાર પણ દુઃખમય."

ભગવાન સીમંધરસ્વામીજીના આ વચને તો પથિક સજ્જડ થઈ ગયો. એના રોમાંચ ખડા થઈ ગયા. હર્ષાશ્રુઓએ એની જાતને પખાળવા માંડી.

આ તો એના પોતાના જ અનુભવની કથા હતી. એના અંતરના પ્રશ્નનો ઉત્તર આ વચનની પાછળ જ ક્યાંક છુપાયો હોવો જોઈએ એમ એને લાગ્યું.

તક મળી કે તરત પથિક ખડો થઈ ગયો. ગદ્‌ગદ્‌ભાવે બોલ્યો, હે ભગવાન્! આપે જે કંઈ કહ્યું તે બધું ય એ જ પ્રમાણે છે. મને એ બધું ખૂબ જ ગમ્યું છે. મારા અંતરમાં સોંસરું ઊતરી ગયું છે. મારા પ્રભુ! હવે મારો એક જ પ્રશ્ન છે કે જો સુખમય ગણાતો આ સંસાર પણ દુઃખમય હોય તો એ ભયાનક આગમાંથી ઊગરવાનો ઉપાય શું હોઈ શકે? આપે જીવને અનાદિ કહ્યો અને જીવ સાથેના

કર્મના યોગને પણ અનાદિ કહ્યો એ કર્મયોગમાંથી જ આ આખો ય સંસાર ઊભો થયાનું આપે જણાવ્યું

સુખદુઃખની સામગ્રીનો બનેલો સંસાર જેટલો ભયાનક નથી એટલો ભયાનક સંસાર તો આત્મામાં જ રહેલો રાગાદિમય સંસાર છે એમ આપની દેશનામાંથી મે તારવ્યું છે મારા નાથ ! એ રાગાદિ સંસારને મોહનીયાદિ કર્મોના ઉદયો જ જન્મ આપે છે ને ? તો એ કર્મસ્વરૂપ મ સાર પણ કેટલો ભયાનક ગણાય ?

કર્મની રજકણો ભયાનક ! એના વિસ્ફોટ (ઉદય)થી ઉત્પન્ન થતા રાગાદિભાવો ય ભયાનક ! બે ય ને કર્મ જ કહેવાય (દ્રવ્ય અને ભાવ) આ કર્મોના નાશ વિના તો સુખ મળે જ નહિ અને જો કર્મ નાશ થઈ જાય તો બહારના સામગ્રીસંપન્ન સંસારનો ઝાઝો ભય તો ન જ રહે

ઝેરની કોથળી નીકળી ગયા બાદ સાપ દેખાવે જ ભયકર લાગે ! બાકી તો સાવ નમાલો !

મારા દેવાધિદેવ ! મારા આત્માના કટ્ટર શત્રુશા આ કર્મોનો નાશ શી રીતે કરવો ? મને એનો ઉપાય બતાડો

પથિકની જિજ્ઞાસા અને મુમુક્ષુતા પ્રભુના ચિત્પ્રકાશમા રમતી હતી

ગંભીરઘોષે પ્રભુ બોલ્યા, " મુમુક્ષુ ! રજકણસ્વરૂપ

અને અનાદિ રાગાદિસ્વરૂપ કર્મનો નાશ કરી શકશે માત્ર શુદ્ધ[1] ધર્મ

જગતમાં એવો કોઈ વૈદ્ય નથી શિક્ષક નથી શ્રીમંત નથી બળવાન પુરુષ નથી કે જે પોતાની વિદ્યાથી કર્મ નાશ કરી શકે કર્મ શક્તિને તોડી પાડવા ધર્મશક્તિ જ સમર્થ છે શુદ્ધધર્મ શક્તિ તો ઘનઘાતી–કર્મોના વિનાશ કરનારા વિશુદ્ધધર્મમાં જ હોય છે એ ઘાતીકર્મોનો વિનાશ વેરતી શુક્લધ્યાનધર્મની શક્તિ ઉચ્ચકક્ષાના વિકાસની કોટીમાં જ પ્રાપ્ત થાય છે

આટલું સાંભળતાં જ પથિકના માથે તો જાણે આભ તૂટી પડ્યું ! એનું અંતર ખળભળી ઉઠ્યું એ બોલી ઉઠ્યો, તો પ્રભુ ! અમારો તો કોઈ નિસ્તાર જ નહિ ને ? અમે સંસારી જીવો નથી તો આપની કક્ષામાં અને નથી એ કક્ષાને પમાડતી ઉચ્ચવિકાસની કક્ષામાં ! એટલે એ પ્રકારની શુદ્ધધર્મ શક્તિ વિનાના અમારે માટે કર્મનાશ તો અશક્ય થઈ ગયો ! હાય ! તો શું દુઃખમય, દુઃખફલક અને દુઃખાનુબંધી સંસારની ભીંસણ ચક્કીમાં અમારે બસ. પિસાયા જ કરવાનું ! અનંતકાળ માટે !

કરુણામય બની ભગવંતે પથિકને સાંત્વના આપતાં કહ્યું "ના જેને અંતરે આવો વલોપાત જાગે છે એનો સંસાર એને પ્રણામ કરીને વિદાય થઈ લે છે મુમુક્ષુ ! ઉચ્ચવિકાસની ધર્મશક્તિ માટે મુનિજીવનની સાધના છે એ સાધનાના અગ્નિમાં આત્મ સુવર્ણ તપે છે ઓગળે છે... વળી

---

1 धम्मरस य वुच्छिज्जति सुद्धधम्माओ ॥

અશુદ્ધિ જૂદી પડે છે અને ધર્મશક્તિનો આવિર્ભાવ થાય છે”

“પણ પ્રભો ! મારા માટે તો એ સાધુત્વની સાધના ય દુષ્કર છે દેશવિદેશોમા ઉઘાડે પગે જ પ્રવાસ કરતા, વિશુદ્ધ બ્રહ્મચર્યને ધારણ કરતા, નિર્મળ મનના સ્વામી સાધુભગવ તોને તો મે આજે આપના સમવસરણમા આવતા રસ્તામા જ જોયા-જાણ્યા

ઓ ત્રિલોકપતિ દેવાધિદેવ ! મારા માટે તો એમની સાધના કરતા લોહચણ ચાવી નાખવાનુ કે આસમાનના તારા તોડી નાખવાનુ સહેલ છે !” પથિકે એક જ શ્વાસે સ્પષ્ટ કહી નાખ્યુ

પથિકને આશ્વાસન આપતા પ્રભુ બોલ્યા હે ભવ્યાત્મન્ ! જેનાથી સાધુત્વ ન પમાય તે આત્મા સાધુત્વનો આદર્શ નજરમા રાખે અને ઘરમા રહીને અશત સાધુજીવન જીવે તો પણ તેનામા આશિક ધર્મશક્તિનો આવિર્ભાવ થઈ જાય છે પણ આવા ધર્માત્માઓએ પોતાના ધર્મી જીવનને ટકાવી રાખવા માટે વિવિધ પ્રતિજ્ઞાઓ કરવી જ રહી અન્યથા એ જીવનથી નીચે ઊતરી જતા જરા ય વાર ન લાગે ઘરમા રહેવુ એટલે આગ વચ્ચે રહેવુ ત્યા રહીને ધર્મી જીવનની સાધના કરવી એટલે મત્ર્યલોકનો રાધાવેધ સાધવો

મુમુક્ષુ ! પૂર્ણ સાધુત્વ કે આશિક સાધુત્વ-બે ય દુર્ધર

છે અપેક્ષાએ એમ એકબીજાથી વધુ કઠોર છે પણ અહીં મહત્ત્વની એક વાત અવશ્ય સ્મરણમાં રાખવી કે એમ પ્રકારના સાધુત્વનો આશય તો વીતરાગતાના સર્વોત્કૃષ્ટ ભાવને આણવા માટેનો જ હોવો ઘટે. એ રીતે આ બેમ તત્ત્વોનું અસ્તિત્વ પણ સમ્યગ્દર્શનના એના પાયા ઉપર જ નભી શકે

જ્યાં સમ્યગ્દર્શન નથી ત્યાં એકે ય પ્રકારનું સાધુત્વ સંભવતું જ નથી. ત્યાં રહે છે માત્ર દંભ. અને પ્રેળ.

પ્રભો ! એ સમ્યગ્દર્શન એવી તે કઈ ચીજ છે કે જેના ઉપર જ સાધુજીવનની ધર્મશક્તિઓના આવિર્ભાવ થાય, કર્મોનો વિનાશ થાય, સચ્ચિદાનંદસ્વરૂપ મોક્ષ પ્રગટ થાય ?

પથિકે ખૂબ જ વિનમ્રભાવે પૂછયું

મુમુક્ષુ !" ભગવંત બોલ્યા.– સંસારના સુખો પ્રત્યે અને સુખોના રાગ પ્રત્યે પણ વિરાગભાવ એનું જ નામ સમ્યગ્દર્શન જ્યારે જીવનું અને જગતનું ભ્રાન્ત દર્શન મટી જાય અને સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય, જીવ પરિણામી નિત્ય ચમત્કાર કર્મનો કર્તા અને ભોક્તા જણાય, જીવનો મોક્ષ અને એ મોક્ષસાધક ધર્મનું અસ્તિત્વ સ્વીકારાય ત્યારે જીવ અગેનું સાચુ (સમ્યગ્) દર્શન થયું કહેવાય. એક પણ સ્વરૂપદર્શનના અભાવમાં સમ્યગ્દર્શન ન સંભવે એ જ રીતે જ તત્ત્વના

સડન, પડન અને વિધ્વંસન ધર્મોનું વાસ્તવિક દર્શન થાય, જીવથી ભિન્નાભિન્નરૂપે એને જોવામાં આવે ત્યારે જડ તત્ત્વનું સમ્યગ્દર્શન થયું કહેવાય

સમ્યગ્દર્શન પ્રગટ થાય છે તેને જડ-જગત ઉપર વિરાગ જાગે છે છેવટે એને સુખના રાગ ઉપર અને દુઃખના દ્વેષ ઉપર વિરાગ જાગે જ છે પ્રાપ્તસામગ્રીના ભોગોપભોગને એ કદી સારા-ભોગવવા જેવા માની શકતો નથી"

અહાહા ! કેવી અદ્ભુત વાતો ! કેટલું હૃદયંગમ દર્શન ! કેવું વાસ્તવિક નિરૂપણ ! ! પથિક સ્વગત બોલી ઊઠ્યો

પ્રભો ! સમ્યગ્દર્શનથી યુક્ત સાધુત્વધર્મની શક્તિ શી રીતે પ્રાપ્ત થાય ?"

"મુમુક્ષુ ! મિથ્યાત્વમોહનીયકર્મ અને મિથ્યાદર્શનના અભાવમાંથી"

"તો પ્રભો ! એનો અભાવ શી રીતે થાય ?"

મુમુક્ષુ ! તથાભવ્યત્વના પરિપાકથી [1]

ભવ્યત્વ એટલે મોક્ષમાં જવાની લાયકાત એ. લાયકાત જેમનામાં હોય તે બધા જીવો ભવ્ય કહેવાય આમ ભવ્યત્વની દૃષ્ટિએ સઘળા ભવ્ય જીવો સમાન છે પરન્તુ તથાભવ્યત્વ તો દરેક ભવ્ય જીવનું પણ જૂદું હોય છે કોઈની મોક્ષે જવાની લાયકાત મહાવિદેહક્ષેત્રમાંથી વિકસ-

---

(૧) सुद्धधम्मस पत्ती पावकम्मविगमाओ, पावकम्मविगमो तहाभवत्ताइ भावाओ ॥

વાની હોય તો કોઈની વળી ભરતક્ષેત્રમાંથી ...આમ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવાદિના ભેદથી ભવ્યત્વ સ્વભાવ, વિવિધસ્વરૂપો ધારણ કરીને તથાભવ્યત્વસ્વરૂપને પામે છે જે આત્માની મોક્ષે જવાની લાયકાતનો જ્યારે પરિપાક થાય ત્યારે તે આત્માનો મિથ્યાભાવ હટે જ પછી તે સમ્યગ્દર્શન પામે જ.... પછી સાધુત્વની ક્ષમશક્તિ પામે. એમ થતા જ એના સંસાર ભાવનો નાશ થાય મોક્ષભાવનો આવિર્ભાવ થાય."

હે ત્રિલોકનાથ ! મારે ય એ તથાભવ્યત્વને પકવવું છે મને એનો રસ્તો દેખાડો. હુ હવે મિથ્યાભાવમાં પળ-ભર પણ રહેવા સમર્થ નથી; મારે સમ્યગ્દર્શન જોઈયે જ મને સાધુત્વ ક્ષમ આપો કે જે મારા કર્મોનો ભુક્કો કરી નાખે. મારા અનાદિ સંસારનો અન્ત આણી દે"

પ્રભુ બોલ્યા, મુમુક્ષુ ! તથાભવ્યત્વને પકવી દેવાના ત્રણ ઉપાય છે

(૧) ચતુ:શરણગમન (૨) દુષ્કૃત ગર્હા (૩) સુકૃતાનુમોદન.[1]

ચતુ:શરણ ગમન એટલે ધ્યાતવ્ય સ્તોતવ્ય, શ્રદ્ધેય અરિહંત, સિદ્ધ સ્વરૂપ દેવતત્ત્વ અને સાધુ સ્વરૂપ ગુરુતત્ત્વ તથા કૃપામૂલક ધર્મતત્ત્વનું શરણ ભાવથી સ્વીકારવું

દુષ્કૃત એટલે પાપ – જે પાપના કારણે સ્વાત્મા ઉપર અપકાર થયા છે આ અપકાર પરાત્માઓ ઉપરના અપકારમાં અને

---

(૧) तस्स पुण विवागसाहणाणि चउसरणगमणं दुक्कड-गरिहा सुकडाण सेवणं ।

છેવટે મહાત્માઓની આશાતનામા પરિણમતો હોય છે આવા પરાપકાર અને પરાશાતના સ્વરૂપ સ્વાપકારોની-દુષ્કૃતોની ગુરુ સાખે જીવત નિંદા કરવી તે દુષ્કૃતોની ગર્હા છે

સુકૃત એટલે જગતના સર્વ જીવોના આત્મોત્કર્ષ-સાધક સત્કાર્યો, સત્કાર્યોની પ્રેરણાઓ અને સત્કાર્યોની હાર્દિક અનુમોદનાઓ. આ ત્રણે ય નુ યથાશક્ય આસેવન તે સુકૃતોનુ આસેવન છે

"પ્રભો! જન્મ-જન્માતરોમા અમે શુ દુષ્કૃતો નહિ ત્યાગ્યા હોય? સુકૃતો નહિ સેવ્યા હોય? એ શરણા નહિ લીધા હોય?" પથિકે પૂછ્યુ

જરૂર. દુષ્કૃત ત્યાગેલા. અનતી વાર

સુકૃતો સેવેલા. અનતી વાર

શરણા સ્વીકારેલા... અનતી વાર

પણ એનુ ફળ શૂન્ય આવ્યુ મળ્યા સ્વર્ગના સુખો કે મર્ત્યલોકના માનપાન! પણ મોક્ષભાવ તો ન જ પ્રગટયો જે ત્યાગાદિક્રિયા મોક્ષભાવને પ્રગટ ન કરે. સાક્ષાત્ કે પરપરયા તેને યોગ જ ન કહેવાય

અ— યોગને ધર્મ જ ન કહેવાય

અ— ધર્મની અનુમોદના પણ ન થાય

ભરપૂર નિંદા (ગર્હા) વિનાનો દુષ્કૃતત્યાગ નિષ્ફળ જાય છે

હાર્દિક અનુમોદના વિનાનુ સુકૃત-સેવન મોક્ષફળ માટે નકામુ ગણાય છે

દુઃખભયથી પ્રેરાઈને લીધેલા શરણુ દયાપાત્ર બની રહે છે

ખરેખર અનાત્મભાવની આ જ મોટી મુશ્કેલી છે ને ! કે તે અનેક દુષ્કૃતો ત્યજાવી દે પણ એમાંના એકે ય પ્રત્યે સુગનું નામ પણ ન મળે, અસંખ્ય મેરુ જેટલા સુકૃતો કરાવી દે પણ તેની જીવંત અનુમોદનાનું નાનકડું પણ વર્તુળ આત્મામાં ઉદ્ભવવા ન દે; દુઃખના ભયનો માર્યો અરિહંતાદિના શરણે ધસી જાય તેવું રાજસી કે તામસી બળ ઉત્પન્ન કરાવી દે પરન્તુ પાપ પ્રત્યે તો સર્વદા નિર્ભીક રખાવે.

મુમુક્ષુ ! સાગર જેટલી પણ સાચી ગર્હા ફળવતી બને ! ગર્હા વિનાનો સાગર જેટલો દુષ્કૃતોનો ત્યાગ સાવ શૂન્ય બને. સાગર જેટલું ય સુકૃત મોક્ષ ભાવનો પ્રસવ કરી શકે જો અનુમોદનાનો સાગર ઉભરાયો હોય એ સાગરમાં તો ! અન્યથા સાગર જેટલાય કોરા સુકૃતો નકામા ! અને પાપભયથી શરણાં લેનારા તો શોધ્યા ય જડે તેમ નથી.

મુમુક્ષુ ! આત્મભાવ પામ, અન્તર્મુખ થા. પરલોકદૃષ્ટા બન પરલોકના આદર્શને સદૈવ સેવતો રહે. પછી એ ગર્હા એ અનુમોદના અને એ સાચું શરણું આવીને જ રહેશે

શરણે આવી જશે મનુ શરણમને ! અને પછી ગર્હા કરે દુષ્કૃતોની અનુમોદના કરશે સુકૃતોની

સર્વ પ્રત્યેના અપકારોની નિંદા કરશે સર્વનો

એકબીજા પ્રત્યેના સર્વ અનુમોદ્ય કાર્યોની અનુમોદનાનુ આસેવન કરજે

સંક્લેશના સમયમા વારંવાર અસંક્લેશના કાળમા દિનમા જઘન્યથી ત્રણ વાર[1]

આધ્યાત્મિક વિકાસના માર્ગે વણથંભી કૂચ કરવા માટેનુ આ પ્રથમ ડગ છે અહીંથી જ સાચી કૂચકદમ આરંભાય છે માટે જ અહીં એટલી જ શરત છે કે સંયોગવશાત્ દુષ્કૃતો ન જ ત્યજાય તો ય ભરપેટ ગર્હા તો કરો જ સુકૃતો ન જ સેવાય તો ય ભરપેટ અનુમોદના તો કરો જ

તન ગમે ત્યા સંસારમા દોડવા જ જકડાયુ હોય તો ય મનને તો એ પાપોથી કમ્પતુ કરી મૂકીને શરણ્યોના શરણે જ-એમના ચરણે જ-મૂકી રાખો પછી આપ મેળે દુષ્કૃતો ય વિદાય પામશે, સુકૃતોનુ આગમન થશે પાપભીરુ આત્માના જીવનબાગમા દયા-દાનાદિ ગુણોના પુષ્પો ખીલી જ ઊઠશે પછી મિથ્યાત્વનો મળ ઓગળી જશે

પછી સમ્યગ્દર્શનસહિત સાધુત્વ ધર્મની સંપ્રાપ્તિ થશે.

પછી એ શુદ્ધ ધર્મ જ ઘાતીકર્મમય, રાગાદિમય સંસારનો ખાત્મો બોલાવી દેશે પછી ઉચ્ચકક્ષાનો ધર્મ પ્રાપ્ત થશે પછી અઘાતીકર્મોનો સંસાર પણ હતપ્રહત થશે પછી સચ્ચિદાનંદ સ્વરૂપની પૂર્ણબહાર પ્રગટી ઊઠશે સંપૂર્ણ કૃતકૃત્યતા પ્રાપ્ત થશે

---

१ तम्हा णायव्वमिणं होउकामेण सया सुप्पणिहाणं भुज्जो भुज्जो संकिलेसे तिकालमसंकिलेसे।

ति प्र ४

હે ભવ્યાત્માઓ ! જેમણે આત્માની આવી પૂર્ણ શુદ્ધ દશા પામવી હોય તેમણે શરણ્યોની ભક્તિ પામ્યે જ છૂટકો છે અને સર્વ જીવ મૈત્રી સાધ્યે જ તેમનો નિસ્તાર છે દુષ્કૃતોની ગર્હા દ્વારા સર્વ જીવો સાથે નિષેધમુખી મૈત્રી સાધો. સુકૃતની અનુમોદના દ્વારા સર્વ સાથે વિધેયમુખી મૈત્રી સાધો.

જો ભક્ત બનશો ભગવંતોના !
જો મિત્ર બનશો સર્વના !
તો શુદ્ધ બનશો સ્વાત્માના !
શું તમને તમારી કરુણા નથી ?

અરે ! અરે ! બીજાઓ ઉપર અપકારો કરીને તમે તમારી જાત ઉપર અનંત મૃત્યુના કેવા મરણતોલ ફટકા મારી રહ્યા છો ?

જો તમે તમારી જાતને ચાહતા હો તો યાદ રાખો કે તેનું કલ્યાણ આત્માની શુદ્ધિમાં જ છે. તેની શુદ્ધિ ભગવદ્‌ભક્તિ વિના અને સર્વ જીવમૈત્રી વિના શક્ય જ નથી.

જીવન, જલબિંદુના પરપોટા સમું છે ! પ્રકાશ પામો ત્યારે જ સોયના કાણામાં દોરો પરોવી લો સમયનો પણ પ્રમાદ કરશો નહિ. એ પ્રમાદ જ આત્મહત્યારો છે ભક્તિ પામો મૈત્રી પામો, શુદ્ધિ પામો.”

[૫]

## કલ્યાણ મિત્રોના સંગમાં

ભગવાન સીમંધરસ્વામીની દેશના પૂર્ણ થઈ બારે ય પ્રકારની પર્ષદાની જાણે મોજ લૂટાઈ ગઈ કેવો એ આનંદ હતો ? કેવી એ તાજગી હતી ? પાચે ય ઈન્દ્રિયોની અતૃપ્તિની આગ, મનની વિવિધ ભૂખનો હુતાશન—બધુ ય–શાન્ત પડી ગયુ હતુ એ માલકોસ રાગના ધ્વનિએ સહુના અંતર પલોટાઈ ગયા હતા

હવે કયા જવુ ? ફરી એ ભડભડ બળતા સંસાર તરફ મુખ કરવુ પડશે ?

નહિ નહિ કહેતા કેટલાય સત્ત્વશીલ પુણ્યાત્માઓએ સર્વવિરતિ ધર્મનો સ્વીકાર કરી લીધો કેટલાકે અંગત વિરતિને શિરે ચડાવી, કેટલાક સમ્યગ્દર્શન પામ્યા અને પેલો પથિક ?

અત્યાર સુધી તો મસ્તાન બની ગયો હતો મોહવિજેતાની અદમસ્ત મુરલીના શ્રવણમા ભાવનાચંદનના સર્પની જેમ

-

પણ હવે ! સાવ હળવો થઈ ગયો મને કે હમને ઓળખ્યા વિના ચાલે તેમ ન હતુ એ ઓળખ્યો પાછો શિષ્ટ- જનોના વૃન્દમા ભળી ગયો. ધમ ચોપ્ડી સિવાય ત્યાં બીજુ જોવા શુ મળે ? આગળ મુનિવરો ચાલી રહ્યા હતા. એમની નજર ધરતી ઉપર જડાએલી હતી એક નાનકડો પણ જીવ પગ નીચે આવી ન જાય એની એક ધારી કાળજી સામે તેઓ ડગ ઉપર ડગ માડી રહ્યા હતા. એ દૃશ્ય જોઈ ને પથિકનુ શિર અહોભાવથી નમી ગયુ

પથિકના એ વિનમ્ર નમનને જોઈને બાજુમા ચાલતા વિશવિધર શ્રાવકે કહ્યું, ભાઈ! ભલાણુ લાગે છો. જૈન સાધુની જીવનચર્યાથી, કેમ વારુ ?

સર્વને દુ ખમુક્ત કરતા સર્વોત્કૃષ્ટ સુખનો અનુભવ કરતા આ સાધુભગવતો પોતાના જીવનની સૂક્ષ્મતમ સાધનાના કઠોર પથે સદૈવ રમમાણ હોય છે મનસા પણ કોઈનુ અહિત ચિતવતા નથી સ્વપ્નમા ય જૂઠ બોલતા નથી; સૂક્ષ્મ પ્રકારની ચોરી પણ કરતા નથી, અને બ્રહ્મચર્ય ! રે! એ અસિધારાસમા દુષ્કર વ્રતના સાળ પાલન કાજે તો તેઓ જીવનની બધી જ ભૌતિક ગણાતી મોજમજા ઓને સ્વેચ્છાએ ત્યાગી દે છે વિકારનો પડછાયો પણ દેખાઈ ન જાય તેવી સ્થિતિનો સ્થિરભાવ પામવા માટે તો તેઓ સદા રૂક્ષભોજન કરે છે મેલા કપડા પહેરે છે સ્નાનાદિ દ્વારા દેહની મરામતો કરતા નથી, વિજાતીયની સામે સરાગદૃષ્ટિથી કદી જોતા નથી, અરે! એના ચિત્ર

તરફ પણ જો ભૂલથી નજર પડી જાય તો, ગ ધાઈ ઊઠેલા મડદા ઉપર પડી ગયેલી નજર જેમ ઝાટકા સાથે ખેંચી લેવાય છે તેવી રીતે નજર ખેંચી લે છે

અને અપરિગ્રહ વ્રત ? ઓહ ! એ તો એ ઓ જ પાળી શકે ? આપણા જેવા સ સારીઓને મૂર્છાનો પાર નહિ વસ્ત્રના તન્તુએ તન્તુ ઉપર મમતા, હવેલીની ઈંટે ઈંટ ઉપર, એ ઈંટની કણ કણ ઉપર મમતા! અને આમને મમતાનો રંગ જ ન ચડે ! સ્ત્રીના ગુલાબી તનમા ય સ્મશાને પડેલા રાખના ઢગલાનુ દર્શન કરે ! હવેલીમા ય ઈંટ મટોડાનુ ખડિયેર જૂએ ! પછી મૂર્છા ક્યા થાય ? દૃષ્ટિ જ ફરી ગઈ ! બુદ્ધિ જ બદલાઈ ગઈ ! પછી જીવન પલટો કેમ ન ખાઈ જાય ?

પથિક ! આ મહાત્માઓની મોટી વિશેષતા તો એ છે કે એમની જીવન સાધના જેમ જેમ વધુને વધુ અન્તર્મુખ થતી જાય, જેમ જેમ તેઓ જગતથી વધુને વધુ નિષ્ક્રિય થતા જાય તેમ તેમ પાપનાશનો સ્વોપકાર તો કરે જ પણ એ નિષ્ક્રિયતાથી જ તેઓ મોહનિદ્રામા ઘોરતા જગતને જગાડી દે છે, એકદમ સક્રિય બનાવી દે છે એમના વિરાગનીતરતા મુખના દર્શને મહારાણીના રાગ થરથર ધ્રૂજવા લાગે છે, એમની સર્વસ ગત્યાગની મૂક સાધના જ સ સારરસ ગીઓના જીવન હલબલાવી મૂકે છે એમનુ મૌન જ વિરાગનુ મહાવ્યાખ્યાન બની જાય છે આમ નિષ્ક્રિય-

તાના—આતમુ ખતાના સુક્ષ્મતમ બળ ઉપર જ તેઓ સ્વ અને પર સર્વ ઉપર એક ભારી ઉપકારવર્ષા કરતા રહે છે

એવુ છે કયાંક આવુ નિષ્ક્રિયતાનુ અમ૦ પ્રેરક બળ—સક્રિય કેન્દ્ર!

સ્વ અને પરના ઉપકાર કાજે કરુણાનિધિ આ મહાત્માઓએ સુક્ષ્મના બળનુ પ્રચ૦ ઉત્પાદન કેન્દ્ર બનવુ જ રહ્યુ તે માટે ભગવાન સીમધર સ્વામીજીએ—બતાડેલા માર્ગે ચાલવુ જ રહ્યુ પછી ભલે તે કંટકોથી જ છવાએલો માર્ગ હોય! કે પછી ત્યા માર્ગોકા જેટલો કાદવ બિછાએલો હોય!”

આ બધુ સાભળતા આશ્ચર્યમુગ્ધ બનેલા પથિક તો આત્રમા સો સો વાર ઝળી ઝળીને ઝુકતો હતો એ મસ્તાન મહાત્માઓને. ગરિમા ભરાક સેર કરીને એ મહાત્માઓના વૃન્દપાસે પહોચી ગયો.

વદના મુનિભગવતો! અનતની વદના!” પથિકે કહ્યુ

જીવદયામા દત્તચિત્ત એ મુનિવર બોલી ગયા. ધર્મ લાભ ની આશિષ આપી.

પ્રભો! આવુ કઠોર આટલી હદ સુધીની સાવધાની ભર્યું જીવન! સર્વ જીવો પ્રત્યે આવરાઈ ગએલી કરુણાનુ સ્વામિત્વ શી રીતે આપ પામી ગયા? મારુ તો મારુ જ

કામ કરતુ નથી ?" પથિકે સાશ્ચર્ય પૂછ્યુ

આછુ સ્મિત કરી મુનિરાજ બોલ્યા,

"ત્રિલોકપતિ દેવાધિદેવ અરિહંત ભગવાન સીમંધર સ્વામીજીની સહતી કૃપાથી ! ધ્રુવના તારા સમા સિદ્ધ ભગવંતો તરફની એકાગ્ર દૃષ્ટિથી, અમારા પરમોપકારી ગુરુદેવશ્રીના અમોઘ આશિર્વાદથી ! સાધુ ભગવંતોની સહાયથી ! અને ધર્મમાતાની અનિર્વાચ્ય હૂંફથી !

સ્વપુરુષાર્થનુ અહીં કોઈ મૂલ્ય નથી દેવ-ગુર્વાદિના અનુગ્રહ વિના આ સાધનામા સફળતા પ્રાપ્ત થઈ શકે જ નહિ

શરણે જાઓ દેવ-ગુરુ અને ધર્મના !

ખંખેરો પાપ જીવનના !

સાજ સજો સુકૃતાસેવનના, આત્મા ઉપર ! મહામોઘુ આ માનવજીવન ફરી ફરી હાથ નહિ આવે !"

માર્ગ વચ્ચે આટલુ જ કહેવુ ઉચિત માનીને બેય મુનિઓએ પગ ઉપાડ્યા પણ હવે પથિક એમનો કેડો મૂકે તેમ ન હતો એ ય એમને જ અનુસર્યો મુનિવૃન્દ સાથે પથિક પૌષધશાળાએ આવ્યો

પથિકને તો આજે જે લોકોત્તર તૃપ્તિ પ્રાપ્ત થઈ હતી તેમા ભૂખ-તરસ અને થાક-ખધાયનુ વિલોપન થઈ ગયુ હતુ

આવશ્યક કાર્યો પૂર્ણ થયા બાદ પથિક ગુરુદેવ પાસે ગયો અને કલાક-બે કલાક સુધી ધર્મવાદ ચાલ્યો જેમ

જેમ સમય વહેતો ગયો તેમ તેમ પથિકના સંશયોના બુટ્ટા બોલવા લાગ્યા તેના પ્રશ્નો આપ મેળે ઉકેલાતા ગયા અંતરના ઊકળાટ અને સંગ્રામના તાપ—સંતાપ બધુ ય શમ્યું સઘુ પણ શાન્ત થઈ ગયુ

રાત્રિ પછી હા જગતની જ એ રાત હતી. પથિકની આતર સૃષ્ટિમા જે પ્રભાત થયુ હતુ ત તો હવે અનન્ત બન્યુ હતુ એ પ્રભાતનો અસ્ત હવે સંભવિત ન હતો.

મુનિઓએ શયન કર્યું ના. એમને ઊંઘવુ ન હતું માત્ર આરામ લઈ ને પરિશ્રમ હળવો કરવો હતો બીજે દિવસે મોહરાજ સામેનો જંગ જોરમા ખેલવા માટેસ્તો.

ઊંઘે છે રાત ને દિ' મોહ ભૂલ્યાઓનુ જગત મોહવિજેતાઓને એ ઊંઘ જરાય ન પાલવે. માટે જ તેઓ સદૈવ જાગતા રહે છે

પથિકે પણ એ જ પૌષધશાળાના એક ખૂણે કાયા લંબાવી ! પણ એને ઊંઘ આવતી જ નથી. આંખો મિંચાતી પણ નથી એની નજર સામે તો એ જ ભગવાન સીમંધર સ્વામી, એ સમવસરણ અને એની બાર પર્ષદા ! એ જ મુનિવરોનુ વૃન્દ ! એ શિષ્યપુરુષો ! એ ગુરુદેવે પોતાના ઉપર વરસાવેલી કરુણા અને સમજાવેલુ તત્ત્વજ્ઞાન તરવરતા હતા.

રાત વીતતી જતી હતી.

લામિકે ડંકા બજાવ્યા. દશ... અગિયાર... બાર. એક ..

રાતના બેના ડંકા થયા. .....ટન્... ... ટન્, -

ત્યા એકાએક કશુંક પથિકના કાને અથડાયુ

[ ૬ ]

## શીતળ નહિ છાયા રે, આ સંસારની

નજીકની શેરીમાં જ ક્યાંક, કોક કૂતરું આર્તસ્વરે કરૂણ ચીસો પાડી રહ્યું હતું.

દેવાધિદેવની દેશનાના શ્રવણથી અને કલ્યાણમિત્ર ગુરુદેવોના સંગે આજે પથિકનું હૈયું મીણ જેવું તો બની જ ગયું હતું. ક્રૂરતાનો તો જાણે હવે એક અંશ પણ જીવતો રહ્યો ન હતો. એવા એ પથિકના કુણા હૈયે એ ચીસો અથડાઈ અને એ ધ્રૂજી ઊઠયો. હાય! આટલી બધી કરૂણતા! એનું મન વિચારના ચક્રાવે ચઢયું. દુર્ગતિના દુઃખો એની નજર તળેથી નીકળવા લાગ્યા! કલ્પનાની સૃષ્ટિમાં એણે કતલખાને કપાતો બોકડો જોયો! ગુલામ તરીકે વેચાતી કુમારિકાને હળે જોતરાયેલી જોઈ! હંટરના માર મારતો એનો શેઠ જોયો! લોહી નીચોવાતી જળો જોઈ! મહેમાનો માટે કસાઈને ત્યાં કપાઈ જવાની તૈયારીમાં થરથર કમ્પતો બકરો જોયો!

સાસુની મારપીટ નીચે સતત કચડાતી શ્રીમ તપસ્વી કન્યા જોઈ !

આતો માનવ અને તિર્યંચ જાતિના દુઃખો ! કલ્યાણમિત્ર ગુરુદેવે આજે જ કહ્યું હતું કે આ દુનિયાના બધા દુઃખથી પણ અનંતગુણું દુઃખ તો નારકમા ઓછામા ઓછું ગણાય છે !

કેવી ભીષણ છે પરલોકની દુનિયા !

કેવા ભયાનક છે એના જીવન !

શે જવાશે ! શે જીવાશે !

મામુલી સુખોના ભોગ ખાતર મહામુલી આ જિંદગી હું બરબાદ કરી નાખીશ !!! અફસોસ.

બિચારી કૂતરીની કરુણ ચીસો ચાલુ જ હતી ત્યા વળી નજીકમા જ ક્યાંક પણ કોઈ યુવતીનુ છાતીફાટ રૂદન પથિકના કાને અથડાયુ

સાંભળ્યુ ન જાય એવુ એ રૂદન હતુ પથિકે અનુમાન કર્યું હમણાં જ એના નવયુવાન પતિએ પ્રાણ હાથ ! છોડ્યો લાગે છે !

પરલોકના દુઃખોથી થરથરતો પથિક મૃત્યુના વિચારે ફરી ધ્રૂજી ઊઠ્યો ! કાળમીંઢ પથ્થરને ય કકડભૂસમા વેરી નાખે એવુ એ રૂદન પથિકને માટે અસહ્ય બની ગયુ હતુ યુવાનના અકાળ મૃત્યુએ એની ધીરજને જોખમમા મૂકી દીધી એને પોતાની જીવન મસ્તી પણ સરકતી લાગી. મારુ કાંઈક અકાળે બની જાય તો !

ફરી મૃત્યુંજય દેવાધિદેવ અને ગુરુદેવ એની નજરમા આવ્યા જાણે કે બે ય સ્મિત વેરતા એને કહી રહ્યા હોય, "પથિક! જાગી જા બેઠો થઈ જા ઊભો થા દોડ ભાગ હવે એક પળનુ ય મોડુ કરવામા મોટા દૈત જોખમો સમાએલા છે!"

આ બે કરુણતાની ભીંસ ઓછી પડતી હોય તેમ એક ત્રીજો જ અવાજ પથિકના કાને અથડાયો કોઈક વૃદ્ધ હાફતા હાફતા બોલી રહ્યો હતો "હે ભગવાન! હવે મોત દે તો સારુ મારાથી નથી ખમાતા આ અસાધ્ય બનેલા દમના દર્દના કાતિલ હુમલા! કેટલી યે રાત સુધી મટકુ માર્યા વિના બેસી રહ્યો છુ! હવે તો આટોપી લે આ જીવનલીલા! મૃત્યુ ભલે મીઠુ નથી પરન્તુ મારા જીવનની કડવાશ કરતા જરૂર ઓછુ કડવુ હશે"

માનવ જેવા માનવની હિંમતના કુરચા ઉડાવી દેવાની તાકાત સાથે ભરડો લેતા રોગઉરગના વિકરાળ મુખનુ દર્શન કરતા જ પથિકે એક ઊંડી ચીસ નાખી દીધી!

આટલા બધા જીવનના દુખ! મૃત્યુમા દુખ! પરલોકે દુખ!!!

અરે! કોના પાપે!

પાપના જ પાપે ને?

મનથી, વાણીથી, કે કાયાથી એવી જે કોઈ વૃત્તિ-પ્રવૃત્તિ સેવાય જેના દ્વારા આત્માની શુદ્ધિ હણાય તે બધા ય પાપ હોય! આવા તો મે કેટલા પાપો આ જન્મે

જગતના તો અમે નાચીઝ માનવો ! ક્યાં અમારું પુણ્ય ! દુઃખમિશ્રિત ! વિનાશી ! અને મેળ વિનાનાં !

પુણ્ય તો પ્રભો ! આપનું જ કહેવાય. સર્વોત્કૃષ્ટ પુણ્ય સંપત્તિ આપને મળી અને એને ય લાત મારી દેવાની સ્વરક્ષણાત્મક તાકાત પણ આપ જ પામ્યા ! અમારા પુણ્યે અમને ગુલામ બનાવ્યા ! આપે પુણ્યની છાતી ઉપર ચઢી બેસવાનું પ્રકૃષ્ટ સામર્થ્ય પ્રાપ્ત કર્યું.

દેવો પણ આપની તહેનાતમાં રહ્યા ! જન્મતાની સાથે જ માભિષેક કરવા દોડી આવ્યા ! છતાં ય આપના રાગાદિ વૃદ્ધિગત તો ન જ થયા ઊલટા, આપે તેમને સર્વથા બાળી નાંખ્યા. દ્વેષ બળ્યો, રાગ બળ્યો, મોહ પણ બળી મૂઓ.

દેવાધિદેવ ! આપ તો અમારા માટે ચિન્તામણિ રત્નસ્વરૂપ પણ ક્યાં રહ્યા ! એ રત્ન બિચારું તો વિચાર્યું જ આપે. આપને કરેલો નમસ્કાર તો અમારી કલ્પના ય ન પહોંચે એટલા પુણ્યનો ખડકો કરી દે.

ઓ નાથ ! પછી હું શા માટે આપના શરણે ન આવું !

આનંદની વાત તો એ છે કે અચિન્ત્ય સમૃદ્ધિના ખડકલાના સ્વામીને આપ જગતમાં ડૂબવા ન દો. એને તારો જ. ભવસાગરમાં આપ નાવ બનીને રહો. અમે આપને—એ નાવડીને આલી કે અમારો બેડો પાર !

માટે જ મારા નાથ ! આ જગતમાં આપ જ અમારું શરણ છો. આપ અમારું શરણું જ છો સહુનું હિત કરનારા એવું સર્વ હિતોને કરનારા છો.

આપનો આશ્રિત જીવે, અને આપ એને જીવન જીવવાની એવી રીત બતાડો કે જેથી બીજા સર્વ જીવો પણ આપના આશ્રિતથી ભયમુક્ત બનીને જીવન પામે કોણ છે બીજો આવો સર્વરક્ષક જગતમા ? મિત્રને જ નહિ, ભક્તને જ નહિ, સહુને શત્રુ બનનારને ય ઉપેક્ષા કરનારને ય જીવાડે ! એનુ હિત કરે અને કરાવે !

હે અરિહંત ભગવતો આપ જ મારુ શરણુ બની રહો.

**સિદ્ધ શરણુ[1] –**

ધ્રુવના તારાની જેમ મુક્તિપુરીમા સદૈવ સ્થિર અવસ્થાન પામેલા, મારા માર્ગદર્શક હે સિદ્ધભગવતો ! હુ આપના શરણે છુ

અરિહંત ભગવત કરતા આપની વળી કેટલીક વિશેષતાઓ છે આપને તો એક વાર પણ ઘડપણ અને મરણ ન રહ્યા આપે એ બે ય નો કાયમ માટે ખાત્મો બોલાવી દીધો

અઘાતી કર્મોનુ પણ જીવન આપનામા મને જોવા ય નથી મળતુ

શરીરધારી અરિહંતદેવને 'આશ્ચર્ય' રૂપે પણ શારીરિક-

---

१ तहा पहीणजरमरणा, अवेयकम्मकलंका, पणट्ठवावाहा, केवलनाणदंसणा, सिद्धिपुरनिवासी, निरुवमसुहसंगया, सव्वहा कयकिच्चा सिद्धा शरण ।

આધિ વ્યાધિ થાય જ્યારે અશરીરી આપને તો એ વાતની જરા ય શક્યતા જ નહિ!

આપના કેવળજ્ઞાન અને કેવળદર્શન ગુણોના પ્રગટીકરણ સાથે કર્મનું લેશ પણ સાહચર્ય જ નહિ

આપ તો મુક્તિપુરીના નિવાસી! માટે જ ઉપમા ક્ષેત્રની બહાર નીકળી ગયેલા અનંત આત્મસુખના સ્વામી બન્યા!

અઘાતીકર્મોના નાશનું કામ પણ આપને બાકી ન રહ્યું! આપ સર્વથા કૃતકૃત્ય બની ગયા!

અરિહંત ભગવંતે મને માર્ગ દેખાડ્યો અને આપના અવિનાશીભાવે મને એ માર્ગ ઉપર દોડી જવાની પ્રબળ તાકાત બક્ષી. અરિહંતે દેખાડેલો મુક્તિનો ભાવ પણ જો સંસારભાવ જેવો જ ક્ષણિક હોત તો તેને માટે પ્રયત્ન કરવાની ભાવના પણ મન કેમ સેવત?

સગુણ બ્રહ્મસ્વરૂપ અરિહંત દેવો!

નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ સિદ્ધભગવંતો! આપના શરણે મને સદા બની રહો

સાધુ-શરણ[1]

અરિહંતભગવંતની ગેરહાજરીમાં તેઓના પ્રતિનિધિઓ છે આચાર્યભગવંતો!

---

१ तहा पसंतगंभीरासया सावज्जजोगविरया पंचविहायारजाणगा परोवयारनिरया पउमाइ निदंसणा झाणज्झयणसंगया विसुज्झमाणभावा साहू सरणं। –

આચાર્યભગવ તના મન્ત્રીશા હે ઉપાધ્યાયભગવ તો !
સાધનાના પ થે સફળ પ્રયાણ કરતા હે સાધક મુનિવરો !

—હે સર્વ સાધુ ભગવ તો ! હુ આપના મ ગળમય શરણા સ્વીકારુ છુ !

જગતમા ક્યાય શોધ્યો ન જડે એવો પ્રશાન્ત અને ગ ભીર આપનો ચિત્તપરિણામ છે જાણે કે આપ જીવ ત સાગર સ્વરૂપ છો.

સર્વ સારા-નરસા સ યોગોમા આપની એ ચિત્તશાન્તિ કદી ન દવાતી નથી, આપનુ એ મેઘોપમેય ગાભીર્ય કદી ટકરાતુ નથી

આપ અગાર મટીને અણગાર બન્યા જેણે ઘર મૂક્યુ તેણે સ્ત્રી, સ પત્તિ આદિ સઘળુ મૂકયાનુ નક્કી જ થઈ જાય ! આપે સર્વ પાપવ્યાપારો ઉપર ચોકડી મારી દીધી !
વિ જીવોના જીવન લીધા વિના સુખ મળે શી રીતે ? આવી અમારી અનાદિબદ્ધમૂલ કલ્પનાને આપની નિરવદ્ય જીવનચર્યાએ જાણે ભયાનક તમાચ મારી દીધી છે !

પ ચાચારના તો આપ માત્ર જાણકાર નથી, એના પાલક પણ છો ક્યા અમારુ અનાચારોથી ઉભરાતુ જગત ! અને ક્યા આપનુ આચાર-પરિશુદ્ધ જીવન ! એ તો જાણે ઠીક ! પણ સદાચારી જીવનની સિદ્ધિ પામીને આપ તો અમારા જેવા હીનભાગીના ઉપકારમા રાત ને દિવસ રમમાણ રહો છો ! અમારા હિતની ચિ તા આપ કરો છો અમારી ઉપરની

અમાપ કરુણા આપની આંખોમાં કેટલીય વાર આંસુ લાવી દે છે! જીવોના સંગે રંગાઈ ગયેલા અમારા ચૈતન્યને જોઈને આપનું અંતર જલી ઊઠે છે!

સર્વની ચિંતા કરનાર આપનું હૃદય વધે તેમાં શી નવાઈ! પણ નવાઈ એ વાતની જરૂર થાય છે કે સહુના માનપાન અને સર્વપ્રકારના સત્કાર સન્માનને પામવા છતાં આપ જલકમલવત્ નિર્લેપ રહી શકો છો!

આકાશને એ કાદવથી રંગી શકાય, પથ્થરોથી મારી શકાય, કે પુષ્પમાળા પહેરાવી શકાય તો જ આપના જીવનને માન–સન્માનના રંગ લગાવી શકાય!

સાધુતાના જીવનની જે ચાદર આપ પામ્યા એને કાળો ડાઘ ક્યાંય ન લાગી જાય એની કાળજી પણ કેટલી કરો છો! એ ચાદરને એવી ને એવી ઉજળી રાખવી જીવનના છેલ્લા શ્વાસ સુધી...એ તો સામે જ ખાંડાના ખેલ કરતાં ય એ વધુ કઠિન સાધના છે પરન્તુ ભગવાન મહાવીરદેવ ઉપરની આપની અકાટ્ય ભક્તિએ આપનામાં એ તાકાત જન્માવી દીધી છે. આપ એના બળે સદાય ધ્યાનસ્થ અને સ્વાધ્યાયસ્થ રહો છો. આપની એ [illegible] સાથે જ અભેદ છે. કાળા ડાઘની કલ્પનાનો પડછાયો પણ અહીં શક્ય જ નથી.

જેમણે જીવનની ચારે બાજુ આવી મજબૂત નાકાબંધી કરી દીધી હોય તેઓના અંતરમાં વિશુદ્ધભાવોનો સાગર હિલોળે ચડે જ ને!

ઓ સાધુ ભગવંતો ! જગતના જીવોની એ સ્વાર્થપ્રપંચભરી દુનિયાની સઘળી કારવાહીનું આપની દુનિયામાં તો સંપૂર્ણ શીર્ષાસન થઈ ગયું છે !

આપને શરણે આવી ગએલો આ પથિક આજે તો અભૂતપૂર્વ આનંદ અનુભવે છે આ પળે ત્રણ સંસારના સર્વોચ્ચ ભાગ્યનો સ્વામી બન્યાની કલ્પનાએ એ નાચી ઊઠે છે આપનું આ શરણું મારે સદા માટેનું બની રહો

ધર્મશરણું[1] —

ઓ ધર્મમાતા ! તારી ગોદમાં આ બાળ સદા માટે લપાઈ રહેવાની ધન્યતા પામે છે

અનંતાનંત અરિહંતોની, સિદ્ધભગવંતોની અને સર્વસાધુભગવંતોની તું જનેતા ! તારા કારણે જ તે બધા પૂજાયા ! દેવ-દાનવ અને માનવોએ તારી પૂજા કરી ! દેવેન્દ્રો અને ચક્રવર્તીઓ પણ તને નમ્યા !

શાથી વારું ? સમજાયું સમગ્ર વિશ્વ ઉપર જેનું સામ્રાજ્ય અબાધિત રહ્યું છે તે મોહરાજને તું મહાત કરી દે છે મોહરાજ જો નમે કોઈને, તો તને જ જો ડરે કોઈથી, તો તો તારાથી જ એનો પ્રાણ જો કોઈ લઈ શકે તેમ હોય તો, તું જ

(१) तहा सुरासुरमणुअपूइओ, मोहतिमिरंसुमाली, रागदोसविसपरममंतो, हेऊसयलकल्लाणाणं, कम्मवणविहावसु, साहगो सिद्धभावस्स, केवलिपण्णत्तो धम्मो जावज्जीवं मे भगवं शरणं ।

જ્યાં પિતા મોહના કુસ્થા ઉઠી જાય, જ્યા એની જ સ્થિતિ આવી દયામણી બની જાય તો એના દીકરા–રાગ અને દ્વેષ–ની તો વાત જ શી કરવી?

ઓ ધર્મમાતા! તારા આગમનમાત્રથી રાગાદિભાવો નબળા પડે છે કે તરત જ સકલ કલ્યાણોની મંગળ પર પરા આત્મામા સર્જાત પામે છે

કમવનમા અચાનક દાવાનળ પ્રગટે છે અને બહુ થોડા કાળમા જ એ વન બળીને ખાખ થઈ જાય છે

પછી?

પછી આત્માનો સિદ્ધત્વભાવ, એનુ જે સચ્ચિદાનંદ સ્વરૂપ—તેનો આવિર્ભાવ થઈ જાય છે

મા તું આવી મા હશે એની આજ સુધી તારા આ બાળને કશી ખબર ન હતી

આ તો અરિહંત ભગવંત તારી ઓળખ કરાવી મારી દૃષ્ટિમા તને લાવી મૂકી ત્યારે જ હુ મારી મારે! અમારા સહુની સર્વની આ ગૌરવવંતી માતાનુ સ્વરૂપ દર્શન પામી શક્યો.

ધર્મમાતાના એ મંગળશરણને હવે હું પામ્યો છુ. હવે એક તસુ પણ અહીંથી આઘા ખસવુ નથી. પછી રાગાદિ– ચોટ્ટાઓનો મને લેશ પણ ભય નહિ રહે રોગ શોકના, મૃત્યુના કે દુર્ગતિના પેલા કાળમુખા દુઃખો મારે લમણે કદી નહિ લખાય

અરિહંતો! મારુ શરણ હો!
સિદ્ધભગવંતો મારુ શરણ હો!
સાધુભગવંતો મારુ શરણ હો!
કેવલિભાષિત ધર્મ મારુ શરણ હો!

[૮]

## હા ! પસ્તાવો, વિપુલઝરણુ

હે શરણ્ય ભગવંતો ! આપના શરણે રહીને હવે હુ સર્વ જીવો ઉપર મારા દ્વારા કરાએલા અપકારોની ( દુષ્કૃતોની ) નિંદા કરુ છુ [1]

આ વખતે મે મારા શિરે, મારા અંતરે, મારા રોમે રોમે આપની પ્રતિમાનુ સ્થાપન કર્યુ છે આપની સાખે જ હુ એ અપકાર-સહસ્રોની નિંદા કરુ છુ

અરિહંત ભગવંતો પ્રત્યે મે કેવી આશાતનાઓ કરી ? એમની કે એમની મૂર્તિની આશાતનાઓ કરી, એમનો અવર્ણવાદ કર્યો, અનાદર કે અવિનય કર્યો, એમની આજ્ઞાની હીલના કરી, એમના માર્ગનો વિરોધ કર્યો

સિદ્ધભગવંતો પ્રત્યેની આશાતનામા-મે તેમના અસ્તિત્વની શંકા કરી, એમના અનંતસુખની કલ્પનાની ઠેકડી ઉડાવી ! પૌદ્ગલિક સંયોગ વિનાના એ અનંત સુખની વાતોમા શંકા કરી

---

(१) सरणमुवगओ अ एएसिं गरिहामि दुक्कडं ।

આચાર્યાદિ સાધુ ભગવંતો તથા સાધ્વીજી મહારાજોની તર્જના હીલના નિંદા વગેરે આશાતનાઓ કરી

બીજા પણ ધર્મવિદ્યાના મારા ગુરુ કે જેઓ મારા માટે માનનીય અને પૂજનીય ગણાય તેમના પ્રત્યે પણ દુર્બુદ્ધિથી જે કાંઈ પણ વિચાર્યું કે આચર્યું

રે! મને જન્માદિના દાતા ઉપકારી માતા પિતા, તથા બંધુ મિત્ર વગેરે ઉપર જે કાંઈ તિરસ્કારાદિ કર્યા.

કેટલું યાદ કરું! દુષ્કૃતોનો તો સાગર છલકાયો છે મારા અનંત સંસારમાં.

ટૂંકમાં જ કહું તો રત્નત્રયી સ્વરૂપ મોક્ષમાર્ગે રહેલા જીવો કે એ માર્ગે નહિ રહેલા જીવો પ્રત્યે મેં કોઈપણ પ્રકારનો અપકાર કર્યો હોય અરે! એ માર્ગના સાધનભૂત જડ પુસ્તકાદિના પણ મેં જે કાંઈ આશાતનાદિ કર્યા હોય; રે! એટલું જ શા માટે? જે જડદ્રવ્યો એ મોક્ષમાર્ગના સાધનભૂત નથી એવા તરવાર વગેરે શસ્ત્રોના ઉપયોગની પણ યોગ્ય વિધિઓ વગેરે ન જાળવીને એનો ઉપયોગ વગેરે કર્યો[1] હોય તો તે ય એ જડપ્રત્યેનો મારો અપકાર જ છે ને!

---

(૧) जं मए अरिहंतेसु वा सिद्धेसु वा आयरिएसु वा, उवज्झाएसु वा साहूसु वा साहुणीसु वा अन्नेसु वा धम्मट्ठाणेसु माणणिज्जेसु, पूयणिज्जेसु तहा माईसु वा, पिईसु वा, बंधूसु वा मित्तेसु वा उवयारीसु वा ओहेण वा जीवेसु मग्गट्ठिएसु अमग्गट्ठिएसु, मग्गसाहणेसु अमग्गसाहणेसु

ચપ્પુથી પેન્સીલ છોલવામા ચપ્પુનો યોગ્ય ઉપયોગ કરીને ચપ્પુનુ બહુમાન સાચવ્યુ ! પણ જો ચપ્પુથી આગળી છોલાઈ જાય તો ? જગતમા એ ચપ્પુ જ વગોવાય ને ? શું એ જડદ્રવ્ય ઉપરનો ચેતનનો અપકાર નથી ?

ચેતનના અવિધિ-પરિભોગથી બિચારા જડ ઉપર કેટલો અપકાર થઈ જાય છે !

આવા તો મે કેટલાય જડ દ્રવ્યોના સબધમા દુષ્કૃતો સેવ્યા

રત્નત્રયીના માર્ગે રહેલાઓની જેમ અમાર્ગે રહેલા જીવો ભલે બહુમાન્ય ન હોય, તો પણ ધિક્કાર કરવા યોગ્ય પણ નથી જ એ જ રીતે અમાર્ગસાધનો પણ અપકાર્ય તો નથી જ છતા આ બધા ય ઉપર મે જે[1] કાઈ અનિચ્છનીય વર્ત્તાવ કર્યો, જે કોઈ પાપનુબધી પાપકર્મનો બધ કર્યો ભલે તે પાપકર્મ સૂક્ષ્મ હોય તો ય શુ ? માત્ર મનથી જ સેવ્યુ હોય તો ય શુ ? જાતે કર્યું, કરાવ્યુ ન હોય અને માત્ર અનુમોદ્યુ હોય ! તો ય શુ ?

(१) ज किंचि वितहमायरियं अणायरिअव्व अणिच्छिअव्व पाव पावानुबधि, सुहुम वा बायर वा मणेण वा वायाए वा काएण वा, कय वा काराविअं वा अणुमोइअ वा, रागेण वा दोसेण वा मोहेण वा, इत्थ वा जम्मे जम्मतरेसु वा, गरहिअमेअ, दुक्कडमेअ, उज्झिअव्वमेअ, विआणिअं मए कल्लाणमित्तगुरुभगवतवयणाओ एवमेअ ति रोइअं सद्धाए

એમ તેવડું અણુ-પરમાણુ જેટલું પણ એ પાપ રાગ, દ્વેષ કે મોહથી- જેમ તે રીતે સેવ્યું હોય,

આ જ ભવમાં કે કોઈ પણ જ ભવાન્તરમાં... પણ એ પાપ અવશ્ય નિન્દ્ય છે એ અવશ્ય દુષ્કૃત છે, એને મારા આત્મપ્રદેશમાંથી અવશ્ય ફેંકી દેવું જોઈએ.

અરિહંત ભગવંતની પ્રબોધેલી કલ્યાણમિત્રગુરુભગવંતો દ્વારા મને જાણવા મળેલી વાતોથી આટલું તો મને સુપેરે સમજાઈ ગયું છે મારા અંતરના ઈતબાર સાથે મને એ વાત ખૂબ રુચી ગઈ છે

માટે જ અરિહંત ભગવંતો અને સિદ્ધ ભગવંતોની સાક્ષીએ[1] હું મારા સર્વ દુષ્કૃતોની નિંદા કરું છું હું મારા અંતરથી એ વાત ફરી ફરીને સ્વીકારું છું કે એ પાપો પાપ જ છે એ દુષ્કૃતો દુષ્કૃતો જ છે મારા સર્વોત્તમ પ્રદેશોમાંથી તજી મૂકવા જેવા એ કચરાઓ છે

આથી જ હું પુનઃ પુનઃ કહું છું

"મારાં એ પાપો મિથ્યા થાઓ મિથ્યા થાઓ મિથ્યા થાઓ.

હે શરણ્ય ભગવંતો! મારા ભાવમંગલના વિરચનકાર હે કરુણાસાગર પૂજનીય ભગવંતો! હું આપને પ્રાર્થું છું કે મારી આ દુષ્કૃતગર્હા માત્ર શાબ્દિક ન બનજો પણ ભાવભરી

---

(१) अरिहंतसिद्धसमक्खं गरहामि अहमिणं दुक्कडमेयं उज्झियव्वमेयं इत्थ मिच्छामि दुक्कडं मिच्छामि दुक्कडं, मिच्छामि दुक्कडं ।

બનજો[1] મારા મારા રોમરોમમાંથી એ ગર્હા પ્રગટ થજો ! અશ્રુબિંદુઓથી એ પ્રગટ થજો !

એટલું જ નહિ પણ ફરી એ દુષ્કૃતો મારા જીવનમાં કદી ન ઉદ્ભવે, એવું મારામાં સામર્થ્ય પ્રગટ થજો

મને તો હવે ભૂતકાલીન દુષ્કૃતોનો નાશ થાય અને ભવિષ્યત્કાલીન દુષ્કૃતોની ઉત્પત્તિ જ ન થાય એ પ્રિય છે

હે દેવાધિદેવ અરિહંતો !

હે કલ્યાણમિત્ર ગુરૂભગવંતો !

હું આપની પાસે એવી હિતશિક્ષાને ઈચ્છું છું[2]

દુષ્કૃતગર્હાના એ મારા વડલાનું બીજ તો આપની હિતવાણીમાં જ પડ્યું છે એ વાતથી હું જરા ય અજાણ નથી

મારી આ નાશ–અનુત્પત્તિની (ભૂતકાલીન દુષ્કૃતો–ના નાશ અને ભાવી દુષ્કૃતોની અનુત્પત્તિની) બેલડી અતૂટ રહી જાય, શાશ્વત બની રહે તે માટે હે શરણ્ય ભગવંતો ! હું આપનો સંપર્ક સદા માટે જરૂરી સમજું છું આપ સદા મારા સ્વામી બની રહો, હું સદાનો આપનો અદકેરો દાસ

---

(१) होउ मे एसा सम्मं गरिहा, होउ मे अकरण नियमो, बहुमयं ममेअंति।

(२) इच्छामि अणुसट्ठिं अरिहंताणं भगवंताणं, गुरूणं कल्लाणमित्ताणं ति। होउ मे एएहिं संजोगो, होउ मे एसा सुपत्थणा, होउ मे इत्थ बहुमाणो होउ मे इओ मुक्खबीअं ति।

બની રહું સ્વામી-સેવકભાવના એ સુયોગમા જ મારા શુભસ્વપ્નોની સિદ્ધિઓ પાંગરવાની છે

ભગવતો! હુ જાણુ છુ કે આપ પૂજ્યોની કૃપાથી જ મારા જીવનમા જાગેલો પાપ-તિરસ્કારભાવ જીવતો રહી શકશે. આ વિષયમા મારુ સામર્થ્ય જરા ય ખપ આવી શકે તેમ નથી, માટે આપના સુયોગની મારી આ પ્રાર્થના માત્ર ન બનતાં એ સુપ્રાર્થના બની રહો, મારા બહુમાન ભાવવાળી બની રહો જેથી મને આપ પૂજ્યોની કૃપા અવશ્ય પ્રાપ્ત થાય.

મારી આ સુપ્રાર્થનાના ભાવાત્મકબળથી મારા આત્મામાથી મિથ્યાકર્મોનો વિનાશ થ‌ઓ મારી આત્મભૂમિ સુદર બનો. એમા મોક્ષનુ સુદર બીજ પડી જાઓ

કદાચ દુષ્કર્મના યોગે હુ ભલીમા ફરી મિથ્યાન્ધકારમા કે ક્યાંઈ જઈશ તો ય મારુ એ મોક્ષબીજ સુવર્ણપ્ટ તુલ્ય હશે તો ફરી પ્રકાશમા આવી જતા મને વાર નહિ જ લાગે.

સોનાનો ઘટ ભાગી જાય તો ય એનાં મૂલ્ય તો પૂરા જ આવે ને?

બસ બસ હવે મારે બીજુ કાંઇ જ જોઈતુ નથી. હુ તો એટલુ જ ઈચ્છુ છુ કે મને શરણ્યોના દાસ બનવાનુ સદાનુ સૌભાગ્ય પ્રાપ્ત થાઓ. એમની આજ્ઞાને જીવનમાં પામવાની લાયકાત મને પ્રાપ્ત થાઓ.

બસ. લાયકાત આવવા જ હુ એ આજ્ઞાઓનુ જ

જીવન બનાવીશ અરે! નિરતિચાર-નિષ્કલંક જીવનની કામનાઓ સેવતા સેવતા એકદી એ કામનાને પણ પૂર્ણ કરીશ?[1] મોક્ષ મળો કે ન મળો જગતનો સ્વામી બનુ કે ન બનુ મારે તો જગત્સ્વામીના દાસ બનવુ છે!"

દુષ્કૃતગર્હાના દુઃખાશ્રુ શરણ્યભગવંતોના દાસત્વ પામવાના સૌભાગ્યની કલ્પનાના હર્ષાશ્રુ પથિકની બેય આંખો માંથી દડદડ વહી રહ્યા હતા અશ્રુજલથી પ્રક્ષાલ પામતો એનો આત્મા કેટકેટલા દુષ્કૃતોના મળ ધોતો હશે એ તો ભગવાન સીમંધર જ જાણે!

(१) पत्तेसु पएसु अहं सेवारिहे सिया, आणारिहे सिया, पडिवत्तिजुत्ते सिया, निरइआरपारगे सिया ।

બની રહુ સ્વામી-સેવકભાવના એ સુયોગમા જ મારા શુભસ્વપ્નોની સિદ્ધિઓ પાગરવાની છે

ભગવતો! હુ જાણુ છુ કે આપ પૂજ્યોની કૃપાથી જ મારા જીવનમા જાગેલો પાપ તિરસ્કારભાવ જીવતો રહી શકશે. આ વિષયમા મારુ સામર્થ્ય જરા ય બર આવી શકે તેમ નથી, માટે આપના સુયોગની મારી આ પ્રાર્થના માત્ર ન બનતા એ સુપ્રાર્થના બની રહો મારા બહુમાન ભાવવાળી બની રહો જેથી મને આપ પૂજ્યોની કૃપા અવશ્ય પ્રાપ્ત થાય.

મારી આ સુપ્રાર્થનાના ભાવાત્મકબળથી મારા આત્મામાથી મિથ્યાકર્મોનો વિનાશ થ ઓ મારી આત્મભૂમિ સુદર બનો. એમા મોક્ષનુ સુદર બીજ પડી જાઓ

કદાચ દુષ્કર્મના યોગે હુ ભાવીમાં ફરી મિથ્યાન્ધકારમા ફેંકાઈ જઈશ તો ય મારુ એ મોક્ષબીજ સુવર્ણઘટ તુલ્ય હશે તો ફરી પ્રકાશમા આવી જતા મને વાર નહિ જ લાગે.

સોનાનો ઘટ ભાગી જાય તો ય એના મૂલ્ય તો પૂરા જ આવે ને?

બસ બસ હવે મારે બીજુ કંઈ જ જોઈતુ નથી. હુ તો એટલુ જ ઇચ્છુ છુ કે મને શરણ્યોના દાસ બનવાનુ મહાનુ સૌભાગ્ય પ્રાપ્ત થાઓ. એમની આજ્ઞાને જીવનમાં પામવાની લાયકાત મને પ્રાપ્ત થાઓ.

બસ. લાયકાત આવતા જ હુ એ આજ્ઞાઓનુ જ

જીવન બનાવીશ અરે ! નિરતિચાર-નિષ્કલંક જીવનની કામનાઓ સેવતા સેવતા એકદી એ કામનાને પણ પૂર્ણ કરીશ? મોક્ષ મળો કે ન મળો જગતનો સ્વામી બનું કે ન બનું મારે તો જગત્સ્વામીના દાસ બનવું છે ! ”

દુષ્કૃતગર્હાના દુઃખાશ્રુ શરણ્યભગવંતોના દાસત્વ પામવાના સૌભાગ્યની કલ્પનાના હર્ષાશ્રુ પથિકની બેય આંખો માથી દડદડ વહી રહ્યા હતા. અશ્રુજલથી પ્રક્ષાલ પામતો એનો આત્મા કેટકેટલા દુષ્કૃતોના મળ ધોતો હશે એ તો ભગવાન સીમંધર જ જાણે !

(१) पत्तेसु पपसु अह सेवारिहे सिया, आणारिहे सिया, पडिवत्तिजुत्ते सिया, निरइआरपारगे सिया ।

[૯]

## હું તો ગુણીજનના ગુણ ગાઉં

ભાવભીના આ તરફથી ચતુઃશરણગમન અને દુષ્કૃત ગર્હા કરીને પછી પથીકે આગળ ચલાવ્યું કે શરણાગત તો ! આપના શરણે રહેલો હું હવે સુકૃતાનુમોદન કરું છું

આપ પૂજ્યો મારા આત્માના—ભાવરોગના ચિકિત્સક વૈદ્યો છો. મને ભાવ આરોગ્ય બક્ષવા માટે આપે સહુ પ્રથમ મદ વિભ્રમની –દૈત્યને દૂર કરવાની–ક્રિયા કરી. મારા પાપોનો પ્રતિઘાત કર્યો. હવે આપ મને ઔષધ આપો ! હું મારામાં વિરતિગુણના બીજનું આધાન કરું

વૈદ્યના શરણ વિના આરોગ્ય ન જ મળે.
પ્રથમ તો મદને દૂર કરવો જ રહ્યો.
પછી શક્તિપ્રદ રસાયણ દેવું જ રહ્યું
દુષ્કૃતોની ગર્હાથી મારા પાપોનો પ્રતિઘાત થયો. હવે

(૧) संविग्गो महासत्तीय सेवेमि सुकडं ।

સુકૃતાનુમોદનથી હું ગુણબીજાધાન કરવા ઇચ્છુ છુ હું જાણુ છુ કે સુકૃત ત્રણ જાતના છે કરવારૂપ, કરાવવારૂપ અને અનુમોદનરૂપ પ્રથમના બે પ્રકારના સુકૃતો તો હુ કેટલા સેવી શકુ ? બહુ જ થોડા મારે તો સર્વ જગતના સર્વ સુકૃતોની અનુમોદના સ્વરૂપ સુકૃતનુ આસેવન કરવુ છે

એક અનુમોદનાસ્વરૂપ સુકુત જ એવુ છે કે જેનુ આચમન માત્ર ન હોય, એ તો ઘૂટડે ઘૂટડે ગટગટાવાય !

જાગ્યો છુ ઘણો મોડો! અને હવે સુકૃતાસેવનની ભૂખ પણ લાગી છે કારમી! ઘૂટ ઘૂટ પીધા વિના ચેન પડે તેવુ નથી માટે જ હાલ તો મારે અનુમોદનાત્મક સુકૃતનુ જ શરણુ હો! જરૂર મારી શક્તિની ઉપેક્ષા તો હુ નહિ જ કરુ શકય એટલુ કરવારૂપ અને કરાવવારૂપ સુકૃત પણ જરૂર સેવીશ, પણ બનાય તો કરોડપતિ જ બની જવાની એ સેવનની અભિલાષા છે એક દિવસમા! ના એક જ ક્ષણમા!

આખો મીચીને અતીત, અનાગત અને વર્તમાન-કાળના અનત પટ ઉપર નજર નાખુ છુ તો, અધધધ કેટલાય સુકૃતો કરવારૂપ, કરાવવારૂપ અને અનુમોદવારૂપે મારી નજરે ચઢી જાય છે! આટલા બધા સુકૃતોને તો હુ ક્યારે ય ન કરી શકુ, ન તો ક્યારે ય કરાવી શકુ અનુમોદન વિના, બીજી કોઈ પણ રીતે સર્વ સુકૃતોની સ્પર્શના શી રીતે કરવી ? ભલે મારે તો વિશુદ્ધ ભાવનો

વિરાટ જગાડીને અનુમોદનાત્મક સુકૃત સેવીને સર્વ સુકૃતો સ્પર્શી જતા હોય તો તે જ આરાધના શિરસાવંદ્ય છે

આ જુઓ. અરિહંતભગવંતો! કેટલા એમના સુકૃતો! કેવી મંગળમયતા એ દરેકમાં ખીચોખીચ ભરેલી છે!

ઘોર સાધના, અપ્રમત્તસંયમ, ઉગ્રવિહાર, પ્રચંડ તાપ, ઉત્કૃષ્ટ ત્યાગ, ઉપસર્ગોની કાતીલ ઝડીઓ વચ્ચે પણ અપૂર્વ ચિત્તપ્રસન્નતા, અવિચલિત ધ્યાનયોગ, દુઃખમય પાપમય સંસારની ભીંસે જકડાએલા સર્વ જીવો પ્રત્યેની કરુણા, તીર્થ સ્થાપના, સર્વવિરત્યાદિ ધર્મોનું દાન, અંતમાં યોગારૂઢતા, યોગનિરોધ અને મોક્ષ.

એક જ અરિહંત ભગવંતના આવા અનંત સુકૃતો! અનંતાનંત અરિહંતોના અનંતાનંત સુકૃતો! એ સર્વની હું ભાવભરી અનુમોદના કરું છું.[1]

ક્યાં એ અનંત પરાર્થમૂર્તિઓના પરાર્થમાં જ પરિણમી જવાના સ્વભાવવાળી સ્વાર્થલક્ષિત પણ સાધનાઓ! ક્યાં અમે! સ્વાર્થાંધતાથી ચકચૂર જીવનના સ્વામીઓ!

હે સિદ્ધભગવંતો! આપના અનંત સુકૃતોની હું હાર્દિક અનુમોદના કરું છું. આપનું અશરીરિત્વ, અવિનાશિત્વ અને આત્મત્વ તો વારંવાર અમારી આંખે ચડીને વળગે છે

આપની અનંતસ્થિતિ, આપનું અનંત સુખ, આનંદસ્વરૂપ, અનંત રત્નત્રયી વગેરે કેટલા સુકૃતોને યાદ

---

(१) अणुमोएमि सव्वेसिं अरहंताणं अणुट्ठाणं।

કરું ? પ્રભો ! આપનામાં જે અનંતાનંત સુકૃતો છે તે સર્વની–સર્વ સિદ્ધોના તેવા સર્વ સુકૃતોની હું અનુમોદના કરું છું ¹ એ અનુમોદનારૂપ મારી સુકૃતાસેવના મને સિદ્ધ પદ આપે એમ ઇચ્છું છું !

અસિદ્ધ દશાએ જન્માવેલા મારા અવગુણોને જ્યારે હું જોઉં છું ત્યારે તો મને મારી જાત ઉપર ધિક્કાર વછૂટી જાય છે પ્રભો ! હું તો શરીરના કારમા રાગવાળો, વિનાશીના ભારે પ્રેમવાળો, કર્મના તોફાનમાં મોજ માનનારો દેખાઉં છું મને તો કશી સૂઝ પણ નથી એ મારી અનાદિ અસિદ્ધતા ઉપર !

પ્રભો ! જે અસિદ્ધતા મારાથી છૂટી જતી નથી તેને આપે તો સર્વાત્મપ્રદેશોથી ફગાવી દીધી છે ! કમાલ કરી છે મારા નાથ !

હે ત્રિકાળવર્તી સર્વ આચાર્ય ભગવંતો ² ! આપને હું અંતરથી વંદના કરું છું ! જ્યારે મે આપના પંચાચાર જાણ્યા, ભવ્ય જીવોના ઉદ્ધારમાં જ પરિણમતી ધર્મદેશના જાણી, એ કાજે ધીખતી ધરા ઉપર થતા કઠોર વિહાર જોયા, શુદ્ધિ પામવા માટેની ઉત્કટ અભિલાષાને સિદ્ધ કરવા માટે જરૂરી જિનાજ્ઞાની વફાદારી જાણી હું તો ત્યારથી જ સ્તબ્ધ થઈ ગયો છું

ક્યાં મારી અનાચારના પાયા ઉપર જ ઊભેલી જીવન

---

(१) सव्वेसिं सिद्धाणं सिद्धभावं ।
(२) सव्वेसिं आयरियाणं आयारं ।

પદ્ધતિ! અને કયા સદાચારના રસથી રસાળેલુ આપનુ સુવિશુદ્ધ સયમ!

આવા અનતગુણની અનતાનત–સર્વ–આચાર્ય ભગવતોના સર્વ ગુણોની હુ અતરની અનુમોદના કરુ છુ કેમકે મને હવે એ જ બધુ ગમે છે

અવશ્ય સસારીને સસાર ભાવે ગમે છે માટે તેની તે અનુમોદના કરે છે હુ તો હવે ધર્મનો કટ્ટર પક્ષપાતી બન્યો છુ માટે તેની જ અનુમોદના મારે કર્તવ્યરૂપ બની રહે ને!

હે ઉપાધ્યાયભગવતો[1]! આપના ય અનતગુણો! આપની પચાચાર ચારિમા તો અદ્ભુત છે જ! પણ પૂજનીય આચાર્યભગવતોએ જેમને ભણતા ભણતા સસારથી ઉઠાવ્યા, એ બધા ય સાધુઓને સ્વાધ્યાયધ્યાનના, તપ જપના, શિક્ષા-શિક્ષાના અસ્ખલિત પાંદડાઓથી સુશોભિત સયમ વડલાની શીતળ છાંયડી તળે લાવીને એમનો સમગ્ર સસાર ભુલાવી દેવાનુ સુકૃત તો એથી ય અદ્ભુત છે હો!

અમારી જ માત્રી માતા અમારુ જે પાલન-પોષણ –સવર્ધન કરે છે તે બધુ ય આપની કાળજી પાસે તો સાવ જ ફાસ્સુ બની જાય છે! આવા આપના અનત સુકૃતોને હુ મારા હૃદયથી સ્પર્શુ છુ

---

(૧) સબ્બેસિ ઝવજ્ઝાયાણ સુકયપ્પયાર્થ।

પૂજનીય સાધુ ભગવતો[1] ! આપના કઠોર ત્યાગ તપના જીવનની તો વાત જગજાહેર છે પરન્તુ મારી નજરમા તો ખાસ કરીને આપનુ ગુરુપારતન્ત્ર્ય-સુકૃત ચડી આવે છે આપે ગુરુકૃપાથી જ કઠોર સાધનાની સિદ્ધિ માની અને એ કૃપા પામવા માટે જ આપે ઉગ્ર પારતન્ત્ર્ય અપનાવી લીધુ

મારી સ્વચ્છન્દપ્રિયતાને જ્યારે હુ નજરમા લાવુ છુ ત્યારે આપના એ વિશુદ્ધ પારતન્ત્ર્યને મારુ અતર કોટિ કોટી વદના કરે છે ગુરુપારતન્ત્ર્ય પ્રમુખ આપના અનત સુકૃતોની અનુમોદનાનુ સુકૃતાસેવન મારે હૈયે સદૈવ રમતુ રહો ! હે દેશવિરતિધર[2] શ્રાવકો અને શ્રાવિકાઓ ! ન છૂટકે સસારવાસમા રહેવા છતા આપના જીવનમા કેવો જિનાજ્ઞા પ્રેમ ! સયમધર્મ નથી પમાતો એનો કેટલો ત્રાસ !

હિસા, જૂઠ, ચોરી વગેરે પાપો તરફ જ તાણી જનાર સર્જાએલી સસાર-સામગ્રીઓમા રહીને ય આપ શક્ય એટલી વધુ તે પાપ- વિરતિને જીવનમા અપનાવો ! કમાલ કહેવાય ને !

ક્યા મારા જૂઠ બપચો ! ક્યા મારી વાસનાઓ ! "સસારીને તો આવુ બધુ પાપ કરવુ જ પડેને ?" ક્યાં મારા એવા જૂઠ – બચાવો અને ક્યા આપનુ સયમ ધર્મની તીવ્ર લાલસાવાળુ મન ! તન ! અને જીવન !

---

(१) सव्वेसि साहूण साहुकिरियं।

(२) सव्वेसि सावगाण मुक्खसाहणजोगे।

આપના એ સર્વ સુકૃતોની હું સર્વદા અનુમોદના કરું છું"

હે સમ્યગ્દૃષ્ટિ દેવો! દેવીઓ! આપનો સંસાર ભોગપ્રચુર છતાં એ અપરિહાર્ય ભોગના વર્ષોપાતના આપના સુકૃતને તો મારી સવ પ્રથમ વંદના! ઉત્કૃષ્ટ વૈભવોની દુનિયામાં રહેવા છતાં આપનું સમ્યગ્જ્ઞાન એ દુનિયાને થૂ કરાવે મર્ત્યલોકની માનુનીની મળમૂત્રથી ભરેલી અંધિયારી કોટડીમાં નવ માસ રહેવાની ઇચ્છા કરાવે! મર્ત્યલોકના માનવ તરીકેનો જન્મ અભિલષાવે! કેમ? સંયમ ધર્મ અહીં જ મળી શકે છે માટેસ્તો!

ધન્યવાદ! દેવીઓ પણ આપને આભાર બન્યા!

ધિક્કાર હો અમને સંસાર રસીઆઓને! કે જેઓ એ દેવીઓની પ્રાપ્તિ ખાતર તો આ મર્ત્યલોકમાં ઊંધે માથે લટકે છે! સેવાળ ખાઇને જીવે છે! પંચાગ્નિ તપ તપે છે!

તીર્થંકરભગવંતોના જ માંગલિકોની ઉજવણી તેમની ધર્મદેશનાનું ઉલટહૈયે શ્રવણ નંદીશ્વરાદિ દ્વીપોની યાત્રા, સમ્યગ્દૃષ્ટિ આત્માઓને આપત્કાળામાં સહાયકરણ વગેરે વગેરે આપના કેટલા સુકૃતો સ્મરણમાં લાવું? જેટલા હોય તેટલા... માટે તો એ અનંત સુકૃતોને અંતરની વંદના[1]!

ઓ મર્ત્યલોકના માનવો! ઓ તિર્યંચલોકના તિર્યંચો! આપના પણ સમ્યગ્જ્ઞાન ગુણની અને એના ચમત્કારમાં પરિણમતા જિનભક્ત્યાદિ ગુણોની હું ભાવભરી અનુમોદના કરું છું

(१) सव्वेसिं देवाणं,

ત્રણે ય ભુવનના સર્વ મોક્ષાભિલાષી જીવો![1] આપના સર્વ સુકૃતોને હું નમસ્કાર કરૂ છુ આપ ભલે ગમે ત્યા હો, ગમે તે ધર્મના, પંથના કે સંપ્રદાયના હો! જો આપના અંતરે વાસ્તવિક 'મોક્ષભાવ' વસ્યો છે તો એ મોક્ષબુદ્ધિથી કરાતા દયા–દાન આદિના સર્વે સુકૃતો મારા માટે અનુમોદનીય બની રહે છે રે! આપની મુમુક્ષુતા જ એ એવુ મોટુ સુકૃત છે કે તેની જ અનુમોદના કરુ તો ય મને તો ઘણો બધો લાભ છે

મોક્ષને પમાડનારો રત્નત્રયીનો યોગ, રત્નત્રયીને પમાડનારો સમ્યગ્દર્શનનો યોગ, જેમ અનુમોદનીય છે તેમ તે સમ્યગ્દર્શનનો સાધક માર્ગાનુસારી જીવનનો યોગ, અપુનર્બન્ધક અવસ્થાનો યોગ, આદિ ધાર્મિક અવસ્થાનો યોગ એ સર્વ પણ એટલા જ અનુમોદનીય છે જો મોક્ષ અનુમોદ્ય! તો તેનુ સાક્ષાત્ સાધન અનુમોદ્ય! તેના સાધનનુ સાધન પણ અનુમોદ્ય! રે! સાધનના સાધનનુ ય સાધન અનુમોદ્ય! એ સાધન–પરંપરામા આવતુ હજારમું સાધન પણ અનુમોદ્ય જ છે

મારે એ સર્વ યોગોની અનુમોદના હો! હુ એ સર્વયોગોને અંતરથી નમુ છુ

હે શરણ્યભગવતો! અનુમોદના તો મે કરી! પણ હુ ઇચ્છુ છુ કે મારી એ અનુમોદના વિધિપૂર્વકની જ

(१) सव्वेसिं जीवाणं हेउकामाणं कल्लाणासयाणं मग्गसाहणजोगो।

બની રહો[1] જિનાગમોમાં જે જે વિધાનો છે તે બધા ય પ્રત્યેનો કટ્ટર પક્ષપાત તો છેવટે અવશ્ય મારા અંતરમાં બની રહો. હું તે બધી વિધિઓથી નિરપેક્ષ તો ન જ બની રહું. અન્યથા આ અનુમોદનાનો લેશ પણ અર્થ રહેતો નથી. ભલે આજે હું કોઈ વિધિ અમલી બનાવી શક્યો નથી પણ 'વિધિસાપેક્ષતા' તો મારામાં સદૈવ રહો એમ અંતરથી અભિલષું છું.

એટલું જ કેમ ? મારી આ અનુમોદના હૃદયની ઉછળતી ઊર્મિઓવાળી જ ન બની રહેતા હૃદયની વિશુદ્ધતા સાથે સર્વાંગે આલિંગાએલી બની રહો.[2]

વિશુદ્ધિ વિનાની અનુમોદના શા કામની ?

પ્રભો ! આ અનુમોદના વાઝણી–ક્રિયાશૂન્ય રહે તે ય હું ઇચ્છતો નથી. મારી તો એ પણ અભિલાષા છે કે મારી એ અનુમોદના યથાશક્ય ક્રિયામાં પરિણમી જાઓ.[3] હું એ કરવા–કરાવવારૂપ સુકૃતોને કેમ ન સેવું ? સમ્યગ્દર્શનાદિ સુકૃતોને હું જીવનમાં કેમ ન પામું ?

અને અતિચારોની અશુદ્ધિથી ખરડાએલા સુકૃતો તો મને ગમે જ શાના ? અભ્યાસકાળમાં ભલે કદાચ તેમ બને. પણ અન્તે તો કાર્યરૂપે ( ક્રિયા–કરણ–કારાપણરૂપે ) પરિ

---

(૧) होउ मे एसा अणुमोअणा सम्मं विहिपुव्विया।

(૨) सम्मं सुद्धासया।

(૩) सम्मं पडिवत्तिरूवा।

સુમી જનારી અનુમોદના સર્વદા શુદ્ધ બની રહો નિરતિચાર બની રહો"[1]

આટલુ બોલીને પથિક એકાએક અટકી ગયો.

શરણ્યોનુ શરણુ લઈને ભક્તિ પ્રગટ કરનાર અને સર્વજીવોને નજરમા લઈને દુષ્કૃતગર્હા દ્વારા નિષેધમુખી મૈત્રી પ્રગટ કરનાર તથા સુકૃતાનુમોદન દ્વારા વિધેયમુખી મૈત્રી પ્રગટાવનાર પથિક એકાએક કેમ મૌન થઈ ગયો ? ક્યા વિચારના ઊડાણુમા ગરકાવ થઈ ગયો ?

શુ હશે ?

શુ અનુમોદનામા આજ્ઞા સાપેક્ષતાની, અધ્યવસાયશુદ્ધિની, ક્રિયામા પરિણુમવાની ભાવનામયતાની અને નિરતિચાર ક્રિયા પરિણુમનની ભાવના ન ભાવી શકાય ?

શુ થયુ હશે ?

---

(१) सम्मं निरइआरा।

[ १ ]

विश्वकस्यापकारणम् ।

પથિકના ચિત્તમા એકાએક ખળભળાટ જાગી ગયો હતો. એના અંગે એક મહાકામ પ્રેમે ભરડો લીધો હતો

પણ એ સ્થિતિ લાંબો સમય ચાલી નહિ. રેનું ઉત્થાન થઈ રહ્યું હોય તેને ત્યાં આહ્લાદ, અભ્યન્તર વિઘ્નોનું જીવન બહુ જ ક્ષણિક હોય.

પથિકના મનનું તરત સમાધાન થઈ ગયું

પણ હતું શું ?

વાત એમ બની હતી કે પથિકે ઉત્કૃષ્ટ અનુમોદના પ્રાપ્તી; અનુમોદના સર્વોચ્ચ ભાવોથી વાસિત થાય એમ ઇચ્છયું પણ તેનું અંતર એકાએક બોલી ઊઠયું તારા જેવા અભાગીઆને ત્યા ભાવ-સમ્રાટ પધારશે એમ તું ધારે છે ! ઓ મૂર્ખ "રંકને ત્યાં રાજા ! આપને આવે તો ય નસીબદાર !

અને – પથિકનું અંતર રડું રડું થઈ ગયું શું કામ?

અનુમોદના ઉચ્ચસ્વરૂપને નહિ પામી શકે? મારી એ ભાવ
-દરિદ્રતા હવે જ મને ફટકો મારશે ?

પણ

એકાએક જાણે કોઈ એની વહારે ધાયુ ! પેલી નિરાશાની
વાદળી એટલી જ ઝડપથી પલાયન થઈ ગઈ

એનુ અ તર પુકારી ઊઠ્યુ

"એ તો તદ્દન સાચી વાત છે હુ એકલો તો કાઈ જ
ન કરી શકુ મારામા તે એવુ કયુ બળ જ છે? સ્વપુરુષાર્થ
ઉપર તો હુ જરા ય મુસ્તાક નથી !

નાનકડા નખથી તે કદી અરવલ્લીની ગિરિમાળા
ભેદાતી હશે ?

ચમચીથી તે કાઈ સમુદ્ર ઊલેચાવાનો છે ?

ના નહિ જ એમા કશુ જ નવાઈભર્યુ નથી એ
વાતથી તો હુ સાવધાન છુ પણ મારી પાસે મારા શરણ્ય-
ભગવતોનુ – દેવગુરુનુ બળ છે ! એ પૂજ્યોના પ્રભાવ ઉપર-
નો પૂર્ણ વિશ્વાસ જ મને આવુ પ્રાર્થવા માટે સાહસ બક્ષે છે ¹
કોઈ મને પૂછશો મા કે, એ 'પ્રભાવ' શી રીતે અચિન્ત્ય છે

અરિહ તાદિ ભગવતોના સ્વરૂપના અસ્તિત્વમા જ
એવી કોઈ તાકાત છે કે તે ધ્યાન ધરનારના ભાવદારિદ્રને તોડી
ફોડી ચીરી નાખે છે

હુ જ મહુને પૂછુ છુ કે સૂર્યમા એવુ તે શુ છે

(१) परमगुणजुत्तअरिहताइ सामत्थओ ।

કે તે પ્રકાશ આપે છે ? તેના આગમનમાત્રથી તિમિર ચિરાઈ જાય છે ?

અગ્નિમાં એવું તે શું છે કે તેની પાસે જનારને તે ઉષ્મા આપે છે ? પાસે જનાર ઇચ્છે કે ન ઇચ્છે એ કશું ય જોયાજાણ્યા વિના

અહીં એ કોઈ તર્ક નથી એ માત્ર સૂર્યનો કે અગ્નિનો સ્વભાવ જ જવાબ છે તો પૂજ્યભગવતોના માટે પણ તેવું જ છે

જે કોઈ પૂજ્યોનું ધ્યાન ધરે તે સઘળું સ્વર્ગ અને મોક્ષના સુખ પામે તેના દ્રવ્ય ને ભાવદારિદ્રો પણ અલોપ થઈ જાય. આ કંઈ મારી ભક્તિભીના અંતરની અલંકારિક ભાષા નથી હોં ! આ તો છે શુદ્ધ સત્ય સમજવા ન સમજવાની વાત આત્માની પાત્રતા ઉપર અવલંબે છે

ધ્રુવનો તારો જ શું નાવિકને દિશાસૂચન નથી કરતો ? ભલેને નાવિક ભમે તેટલાં હલેસાં મારે બુદ્ધિ દોડાવે પણ એની નાવડી અંધકારની વચ્ચેથી પસાર થઈને ઇષ્ટ માર્ગે પહોંચી જાય એમાં ધ્રુવનો તારો શું કંઈ જ નથી કરતો !

એ કંઈક કરે છે ...તો તેની કાર્ય કરવાની તાકાતનું વર્ણન કરી દેખાડો જોઈ ! તર્કથી એ તાકાત સિદ્ધ કરી આપો વારુ !

પૂજ્યોની તારક-શક્તિ પણ આવી જ રીતે અચિન્ત્ય

છે અને આટલી જ સાચી છે એની અવગણના કરનારા ઓથી જ નરક–નિગોદના અખાડાઓ ભરાતા હોવાનુ મારૂ અનુમાન છે !

પ્રભુની અવજ્ઞા સ્વપ્રભુતાની હત્યામા જ ન પરિણમે તો બીજુ શુ થાય ? અસ્તુ મને તો આ અચિન્ત્યશક્તિમા અતૂટ ઈતબાર છે એ વીતરાગ, સર્વજ્ઞભગવતો જ અમારા સર્વના પરમકલ્યાણના અનેક કારણોમા મુખ્ય અને અસાધારણકારણ છે

અમારો ધર્મપુરૂષાર્થ ! છટ્ એ જો અહકાર ગ્રસ્ત બને તો સાતમી પાતાળના દર્શન કરાવી દે !

નમ્રતાયુક્ત અમારો પુરૂષાર્થ ? રે ! એ પુરુષાર્થમા નમસ્કાર તો પ્રથમ હશે ને ? કોને નમશુ ? જો એ નમસ્કરણીયો–વદનીયવિભૂતિઓજ નહિ હોય તો ભીતને નમવાથી કાઈ અમારુ કલ્યાણ થવાનુ છે ?

માટે જ અમારા કલ્યાણનુ એ અરિહતાદિભગવતો તો અસાધારણ કારણ છે,

અફસોસ ! કે અમારા જેવા[1]મૂઢાને અહકારગ્રસ્તોને પાપીઓને આ અચિન્ત્યશક્તિમા જ શકા જાગે છે ! મો[2]હરાજની મન્વન્તરોપુરાણી ગુલામી ભોગવીને મન એટલુ

(१) अचिन्तसित्तजुता हि ते भगवन्तो वीअरागा, सव्वण्णू, परमकल्लाणा, परमकल्लाणहेऊसत्ताण ।

(२) मूढे अम्हि पावे, अणाईमोहवासिए ।

કાયર અને કુશીલ બની ગયુ છે કે એના મનમા 'શુ' ની કોઈ નીપજ જ થતી નથી નમ્રીભાવ ક્યા ય જોવા મળતો નથી આ ગુલામીએ તો અમારુ હિત ક્યા ? અને અહિત શેમા ? એ બે વચ્ચે દોરાએલી લક્ષ્મણરેખા ભૂસી નાખી હિતમા ય અહિત દેખાવા લા ગુ ! અહિતમા હિતનુ દર્શન કર્યુ !

તરગી અમારા મન !
શેર દૂધે પાય શેર પાણી જેવા નિર્માલ્ય અમારા જીવન !

અસ્તુ જે બન્યુ તે ખરુ ! હવે હુ તો એટલુ અવશ્ય ઇચ્છુ છુ કે એ ભ ગવતોની મહતી કૃપાથી અમે સહુ અમારા હિતના અનુકાર બનીને હિતના સેવી બનીએ, અહિતને અવગીને, એના ત્યા ગી બનીએ.
અમે સહુ આરાધક બનીએ,[1]

સવ આરાધનાઓ સેવવાનો સ પૂર્ણ આરાધકભાવ જો અમારામાં આવી જાય અને યથાશક્ય આરાધનાનુ જીવન બનતુ જાય તો આરાધનાઓ વૃદ્ધિ ગત થતી જાય. પૂર્ણ આરાધકતાનો પૂર્ણ વિકાસ પુનમના ચાદ જેવો... અમારા આત્મામા ખીલી ઊઠે. એની જ્યોત્સ્ના સર્વાત્મપ્રદેશે રેલાઈ વળે.

હા, પણ આરાધનાનુ સાફલ્ય અને આરાધકભાવનો પ્રાણ તો અમારે ધ્યાનમા રાખવો જ જોઇશે.

(१) मणिमिन्ने मायमो हिमाहिमाप अमिन्ने सिया आहिय निमित्ते सिया, हिम पवित्ते सिया आराहगो सिया।

એ છે સર્વ જીવસૃષ્ટિ સાથેનો યથાયોગ્ય ઉચિત-વ્યવહાર[1] ! ઉચ્ચ કક્ષાને પામેલા આત્માઓ પણ જો નીચલી કક્ષાના માતાપિતાદિના વિનયાદિ ઔચિત્ય વ્યવહારોને અવગણે તો એમનુ અધઃપતન થયા વિના ન જ રહે

વિકાસના ચડાણમા બહુસભવિત આ આફતથી મારે સાવધાન રહેવુ જ જોઇએ

અરે ! ભૂલ્યો હવે જીવનનાવના સુકાની મારે બનવુ જ નથી, ભારેખમ સુકાન સભાળીને મારે તો થાકીને લોથ થઈ જવાનુ નહિ નહિ હુ તો હવે એ પૂજ્યોની કૃપાના વાઈ રહેલા વાયરાઓમા જ મારા સઢ ખુલ્લા મૂકી દઉ છુ લઈ જશે એ વાયરા, જ્યા જવાનુ હશે ત્યા, મઝધાર આવેલી મારી નૈયાને ! પૂરી સલામતી તો તેમા જ છે ને ? હે શરણ્ય ભગવતો !

આપનો ભક્ત, સર્વનો મિત્ર, સોપે છે આપને જીવનનુ નાવ તારો કે મારો, રક્ષો કે ભક્ષો, બધુ ય આપના જ શુભહસ્તે થાઓ મને હવે બધુ સમાન લાગે છે હુ તો માત્ર ટોચ કક્ષાના સુકૃતોને જ કરવા ઇચ્છુ છુ સુકૃતોને જ કરાવવા ઇચ્છુ છુ સહુના સર્વસુકૃતોની અનુમોદનાને ઇચ્છુ છુ [2]

---

(१) उचिअपडिवत्तीप सव्वसत्ताण सद्दिअ ति ।

(२) इच्छामि सुकड, इच्छामि सुकड, इच्छामि सुकड ।

[૧૧]

## તિમિરમયુ ને જ્યોતિ મકથી

સર્વ જીવોના સર્વ સુકૃતોની અનુમોદનાના આનંદના ઝૂલામાં પથિકને એ ખ્યાલ ન રહ્યો કે જગત તો અંધિયારી રાતની ગોદમાં પોઢી રહ્યું છે બાજુમાં જ મુનિવરો પણ આરામ લઈ રહ્યા છે

એથી જ એનાથી ઊંચા વાક્યો ભાવાવેશમાં મોટા સ્વરે બોલાઈ ગયાં.

બાજુમાં જ અર્ધ નિદ્રામાં આરામ કરી રહેલા આચાર્ય ભગવંતની આંખો ખુલી ગઈ

તેઓ બેઠા થઈ ગયા અને પથિકને પૂછ્યું, મુમુક્ષુ! શું થયું ? શું કોઈ ભય આવ્યો છે?"

ભગવંત.. ના. ના. હું તો હવે અભય બન્યો છું એટલું કહીને પથિકે કૂતરીના કાનથી માંડીને બધી વાત પૂજ્યશ્રીને કરી. શાસ્ત્રરહસ્યોના જાણકાર ભગવંત ભાવુક

આત્માની ભાવુક્તાને અ તરથી અભિવાદન કરી લીધુ પછી મ દ મ દ સ્વરે તેઓશ્રીએ પથિકને કહ્યુ, " સુમુક્ષુ ! અદ્દભુત અત્યદ્દભુત શરણુગમન ! અપૂર્વ ગર્હા ! ભવ્ય અનુમોદના ! તે કરી

આજે તે તારા આધ્યાત્મિક વિકાસના પથે પહેલુ ડગ મૂકી લીધુ

ભગવાન સીમ ધર સ્વામીજીની તારક દેશનાએ તને ઉચકી લીધો છે ભયાનક ભવકૂપમાથી આત્માને તે જે રીતે ભાવિત કર્યો છે એથી તો મને એમ લાગે છે કે તારા જનમ-જનમના ઘણા પાપકર્મોના બ ધ તો ઢીલા થઇ જ ગયા, પરન્તુ મોહનીયકર્મના અતિગાઢ સ સ્કારના અનુબ ધોની શૃ ખલાઓની કડીઓ પણ વેરવિખેર થઈ ગઈ છે

ભલે કદાચ નિકાચિત એવા પાપકર્મોના કેટલાક બ ધો એવા ને એવા જ ઊભા હશે, જેને તારે દુ ખમય જીવન પામીને જ છૂટા કરવાના રહેશે, પણ તોય તેવા નિકાચિત-બ ધોના ય અનુબ ધના તો નક્કી ભુકા બોલાઈ ગયા સમજી લેજે એથી જ એ દુ ખમય સ સારનો ભોગ પણ હવે જે પ્રસન્નતા સાથે કરી લેવાનુ સૌભાગ્ય તને પ્રાપ્ત થશે, એ દુ ખમય સ સારની પાપ-પર પરા નહિ ચાલે, કે તેના દુ ખદ ફ્ળો ય નહિ બેસે

તારા આ શુભ અને શુદ્ધ પરિણામોની ધારાએ આજે તારા માથે મોટામા મોટુ મ ગળ ઉતાર્યુ છે

રાત્રિના એક પ્રહરમાં તો તે આત્માના પ્રદેશે પ્રદેશમાંથી કરોડો ભવોના પાપ કર્મોના ઝેર ખેંચાયાં છે.

તને ખબર છે ને કે માન્ત્રિક લોકો મંત્રપાઠ કરીને વિષને ડંકભાગ પાસે લાવી મૂકે છે પછી તો એ વિષને તેઓ ચૂસી લે એટલી જ વાર, પેલો માણસ તદ્દન નિર્વિષ બનીને સાનંદ ઊભો થઈ જાય!

પથિક! સમજી લે કે તારે ય મોહનું ઝેર ડંકભાગે આવી ગયું તું નિર્વિષપ્રાય થઈ ગયો હવે એ ઝેરી સંસ્કારોનું ઝાઝું કોઈ બળ રહ્યું નથી. એ છેવાડે આવીને રહ્યાસહ્યા ઝેરને બહુ સહેલાઈથી દૂર કરી શકીશ. સમ્યગ્દર્શનાદિ ગુણો દ્વારા એ વિષ સર્વથા દૂર થયા બાદ તો તારામાં એવી પણ એક તાકાત આવશે કે તારા સ્વરૂપમાં ક્યાંય એ વિષ પ્રસરી જ નહિ શકે તને અડી પણ નહી શકે ત્યારે રતિ-અરતિની સામગ્રીના લાખ લાખ લોરીજ નાખો એક સામે ડંખ કેમ ન દે?

મુમુક્ષુ! એક પણી મોટી સિદ્ધિ તેં પ્રાપ્ત કરી છે મારા તને અંતરના ધન્યવાદ!

પૂજ્યશ્રી પ્રત્યેના અહોભાવથી પથિકનું માથું નમી

---

(१) पढमेवि मम्मं पढमाणस्स सुप्पमाणस्स मणुप्प हमाणस्स सिद्धिसीमवंति, परिहापति निरुभंति मसुह कम्माणुबन्धा निरणुबन्धे वाऽसुहकम्म भग्गसामत्थं सुह परिणामेणं कडगपेद्ध विव विसे अप्पफले सिआ सुहा वणिज्जे सिआ, अपुणभावे सिआ ।

ગયુ, એમની પલાઠીએ આળોટી ગયુ ! એની આંખોમાથી હર્ષાશ્રુની ધારા અસ્ખલિત વહી જતી હતી થોડી પળ થોભીને આચાર્યભગવત ફરી બોલ્યા, " મુમુક્ષુ ? દુષ્કૃતોની ગર્હાના મહાનલે અશુભાનુબધોના મહાવન સળગાવી માચા પણ સુકૃતોની અનુમોદનાની અષાઢી વર્ષાએ શુ કર્યું તે તુ જાણે છે ? સાભળ

જન્મ-જન્માન્તરોમા તે જેટલા સત્કર્મો કર્યા હશે તેના બધ અને તેના સસ્કારોના અનુબધ બે ય આ પળોમા અતિગાઢ બની ગયા એ શુભકર્મોના ઉદય કાળમા શુભકાર્યો કરવાના તારા સસ્કારની પૂરબહાર ખીલી ઊઠશે અઢળક સુકૃતોની પરપરા તારા જીવનમા સર્જાતી જ રહેશે

સાનુબન્ધ એ શુભકર્મો એવા તો પુષ્ટ બની જશે કે તારા સપર્કમા આવનારા પુણ્યાત્માઓ મહાપુણ્યના કાર્યો કરશે, પાપાત્માઓના પાપબધ ઢીલા થઇ જશે તારા સગે જાત્યવૈરીઓ પોતાના વૈર ભૂલી જશે ! રોગીઓના રોગ નિર્મૂળ થઇ જશે, દુષ્કાળ સુકાળમા પલટાઈ જશે, વૈર, પ્રેમમા પરિણમી જશે એકનુ પાપકર્મ બધાય ને રોવડાવે ! એકનુ પુણ્યકર્મ સહુને હસાવે !

કર્મનુ આ અટકી ગણિત છે ઔષધિ જો શુદ્ધ હોય, યોગ કરાવનાર વૈદ્ય જો ધીમાન્ હોય અને ઔષધ લેનાર દર્દી જો શ્રદ્ધાસપન્ન હોય તો જેમ જેમ ઔષધનો પ્રયોગ થતો જાય તેમ તેમ રોગનુ લાઘવ થતુ જાય, શરીર વધુ ને વધુ પુષ્ટ બનતુ જાય

આવુ બધુ ય સુકૃતાસેવનનુ ઔષધ લેનાર તારા માટે બન્યુ છે

ભાગ્યવાન્ મુમુક્ષુ ! જરા પણ શકા રાખ્યા વગર નિશ્ચિત સમજી લે કે તે શરણ્યોનુ શરણુ લઇને દુષ્કૃતગર્હા વડે અશુભભાવોનો આવેગ સ્થગિત કરી દીધો છે, શુભ ભાવોના બીજનુ તારા નિર્મળ આત્મામા વાવેતર થઈ ચૂક્યુ છે

હવે મારી એક જ આશિષ છે આ સુયોગનુ સદૈવ સેવન કરજે ! બુદ્ધિ પામજે ! મુક્તિ પામજે ! કેમકે જીવના કલ્યાણના આ બીજમા જ સવના સવ કલ્યાણનુ વટવૃક્ષ છુપાયેલુ છે ! ”

સુકૃતાસેવન વડે શુભભાવના સવ વિરતિ ધમના બીજનુ તારા પુનિતઆત્મામા વાવેતર થઈ ચૂક્યુ છે

હવે મારી એક જ આશિષ છે ‘આ સુયોગનુ સદૈવ સેવન કરજે [1] બુદ્ધિપામજે ! શુદ્ધિપામજે ! મુક્તિ પામજે ! કેમકે જીવના કલ્યાણના આ બીજમાં જ સવના સવ કલ્યાણનુ વટવૃક્ષ છુપાયેલુ છે

---

(૧) तहा आसगलिज्जंति परिपोसिज्जंति निम्मविज्जंति सुहकम्माणुबंधा साणुबंधं च सुहकम्मं पगिट्ठं पगिट्ठभाव ज्जियं नियमफलयं सुपउत्ते विव महागए सुहफले सिया, सुहपवत्तगे सिया परमसुहसाहगे सिया अओ अप्पडि बंधमेयं असुहभावनिरोहेणं सुहभावबीयंति सुप्पणिहाणं सम्मं पढियव्वं सम्मं सोयव्वं, सम्मं अणुप्पेहियव्वं ति।

પૂજનીય આચાર્યભગવતની આશિર્વર્ષાના ઓઘમા સ્નાન કરીને ઓળઘોળ બની ગએલા પથિકના અંતરમા પળે પળે આનંદનો સાગર કેવા ઊછાળા મારતો હશે એની તો આપણે શી કલ્પના કરી શકીએ ! પૂજ્યશ્રીની અંતિમ ઉત્કૃષ્ટ આશિર્વાણી સાંભળીને અમર્યાદ આનંદની મસ્તીમા આવી ગએલો પથિક મોટેથી બોલી ઊઠયો

"નમસ્કાર હો અંતરના [1] એ દેવેન્દ્રોના પણ દેવોને અનંત દેવાધિદેવોને ! સિદ્ધ ભગવંતોને ! વીતરાગ સર્વજ્ઞોને ! મારા અનન્ય તરણ તારણહારને ! નમસ્કાર હો અંતરના ! સર્વ આચાર્ય ભગવંતોને ! ઊપાધ્યાય મહર્ષિઓને ! સાધુવૃન્દને ! મારા કલ્યાણમિત્રોને ! જય પામો, વિજય પામો, વિશ્વમા સર્વોત્કૃષ્ટ સ્થાન, માન અને સન્માન પામો એ સર્વજ્ઞોનુ ત્રિકાલાબાધિત શાસન !

સર્વ જીવો એ શાસનને પામો ! એ પરમશુદ્ધ માર્ગને પામીને સર્વ જીવો સુખી થાઓ ! સુખી થાઓ ! સુખી થાઓ [2] ! "

આ અંતિમ શબ્દો બોલતા બોલતા તો ભાવાવેશના અતિરેકમા આવી ગએલો પથિક સમાધિભાવ પામી ગયો.

એ હતી એના જીવનની આધ્યાત્મિક મૂર્છા !

એ હતુ કુંડલિનીનુ ઉત્થાન !

એ હતો આત્મસાક્ષાત્કારનો ઝબકારો !

---

(१) नमो नमिअनमिआण परमगुरुवीअराशाण, नमो सेसनमुक्कारारिहाण, जयउ सव्वण्णुसासण, परमसंबोहिए सुहिणो भवंतु जीवा, सुहिणो भवतु जीवा, सुहिणो भवतु जीवा।

આવું અમૃત ય સુકૃતાસેવનનું ઔષધ લેનાર તારા માટે બન્યું છે

ભાગ્યવાન્ મુમુક્ષુ! જરા પણ શંકા રાખ્યા વગર નિશ્ચિત સમજી લે કે તે શરણ્યોનું શરણું લઈને દુષ્કૃતગર્હા વડે અશુભભાવોનો આવેગ સ્થગિત કરી દીધો છે, શુભ ભાવોના બીજનું તારા નિર્મળ આત્મામાં વાવેતર થઈ ચૂક્યું છે

હવે મારી એક જ આશિષ છે 'આ સુયોગનું સદૈવ સેવન કરજે! બુદ્ધિ પામજે! મુક્તિ પામજે! કેમકે જીવના કલ્યાણના આ બીજમાં જ સર્વના સર્વ કલ્યાણનું વટવૃક્ષ છુપાએલું છે!"

સુકૃતાસેવન વડે શુભભાવના સર્વવિરતિ ધર્મના બીજનું તારા પુનિતઆત્મામાં વાવેતર થઈ ચૂક્યું છે

હવે મારી એક જ આશિષ છે 'આ સુયોગનું સદૈવ સેવન કરજે! બુદ્ધિપામજે! શુદ્ધિપામજે! મુક્તિ પામજે! કેમકે જીવના કલ્યાણના આ બીજમાં જ સર્વના સર્વ કલ્યાણનું વટવૃક્ષ છુપાયેલું છે

---

(१) तहा आसगलिज्जंति परिपोसिज्जंति निम्मविज्जंति सुहकम्माणुबंधा साणुबंधं च सुहकम्मं पगिट्ठं पगिट्ठभावज्जियं नियमफलयं सुपउत्ते विव महागए सुहफले सिया, सुहपवत्तगे सिया परमसुहसाहगे सिया अओ अपडिबंधमेयं असुहभावनिरोहेण सुहभावबीयं ति सुप्पणिहाणं सम्मं पढियव्वं सम्मं सोयव्वं सम्मं अणुपेहियव्वं ति।

પૂજનીય આચાર્યભગવંતની આશિર્વધારાના ઓઘમાં સ્નાન કરીને ઓળઘોળ બની ગએલા પથિકના અંતરમાં પળે પળે આનંદનો સાગર કેવા ઊછાળા મારતો હશે એની તો આપણે શી કલ્પના કરી શકીએ ! પૂજ્યશ્રીની અંતિમ ઉત્કૃષ્ટ આશિર્વાણી સાંભળીને અમર્યાદ આનંદની મસ્તીમાં આવી ગએલો પથિક મોટેથી બોલી ઊઠયો

"નમસ્કાર હો અંતરના ! એ દેવેન્દ્રોના પણ દેવોને અનંત દેવાધિદેવોને ! સિદ્ધ ભગવંતોને ! વીતરાગ સર્વજ્ઞોને ! મારા અનન્ય તરણ તારણહારને ! નમસ્કાર હો અંતરના ! સર્વ આચાર્ય ભગવંતોને ! ઊપાધ્યાય મહર્ષિઓને ! સાધુવૃન્દને ! મારા કલ્યાણમિત્રોને ! જય પામો, વિજય પામો, વિશ્વમાં સર્વોત્કૃષ્ટ સ્થાન, માન અને સન્માન પામો એ સર્વજ્ઞોનુ ત્રિકાલાબાધિત શાસન !

સર્વ જીવો એ શાસનને પામો ! એ પરમશુદ્ધ માર્ગને પામીને સર્વ જીવો સુખી થાઓ ! સુખી થાઓ ! સુખી થાઓ[२] !"

આ અંતિમ શબ્દો બોલતા બોલતા તો ભાવાવેશના અતિરેકમાં આવી ગએલો પથિક સમાધિભાવ પામી ગયો

એ હતી એના જીવનની આધ્યાત્મિક મૂર્છા !

એ હતુ કુંડલિનીનુ ઉત્થાન !

એ હતો આત્મસાક્ષાત્કારનો ચમકારો !

---

(२) नमो नमिअनमिआण परमगुरुवीअरागाण, नमो सेसनमुक्कारारिहाण, जयउ सव्वण्णुसासण, परमसंबोहिए सुहिणो भवतु जीवा, सुहिणो भवतु जीवा, सुहिणो भवतु जीवा।

સવાર ૫ મુ

સૂર્યના તેજકિરણો ચોમેર પ્રસરી ચૂક્યા હતા.

પથિકે આંખો ખોલી ન હતો એ ઉપાશ્રય. ન એવા મુનિવરો ! એવું તે બધું જૂદું જ એવું ચોમેર રણ હતું નજર ન પહોંચે એવડું લાંબુ-પહોળું ! પથિક આંખો ચોળીને ઊભો થઈ ગયો. આ શું ?” પ્રશ્ન થયો. તરત ઉત્તર મળ્યો.

ભરતક્ષેત્રનું એ જ રણ; જ્યાં તું ભમતો હતો ત્યાંથી મહાવિદેહની પુણ્યભૂમિએ ઊંચકાઈ ગયો હતો !

મસ્તાન પથિકે ખડખડાટ હાસ્ય કર્યું કેમકે હવે રણ સહરાના હોય કે સંસારના ! પાર ઊતરી જવાનું એને માટે ક્યાં જરાય મુશ્કેલ હતું !



૧૯૬૯ ની સાલના ડિસેમ્બર સુધીમા કમલ પ્રકાશન પ્રગટ
કરે છે એક અદ્ભુત ગ્રન્થ

# અનન્તનાં પાત્રો

મૂલ્ય રૂા ૩-૦૦

લેખક મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

ચરમ શાસનપતિ દેવાધિદેવ પરમાત્મા મહાવીર અને તેમના સમકાલીન બીજા ઓગણીસ પાત્રોના જીવનમા લેખકની કલ્પનાએ ડોકિયુ કર્યું બેશક શાસ્ત્રચક્ષુથી

અને એ વિભૂતિઓના જીવનમા જે ધણકાર જોવા મળ્યો, જે આગ જોવા મળી, જે રણકો સાભળ્યો એ બધુ ય લેખકે આ ગ્રથમા આબેહૂબ રીતે ઉતારી દીધુ છે શાસ્ત્રીય વિચારધારાને જરાય બાધિત ન બને એ રીતે એ પાત્રોના મનોભાવોને એમણે વાચા આપવામા ભારે સફળતા પ્રાપ્ત કરી છે

જે વાચશે તે ક્યાક રડશે, ક્યાક હલબલી ઊઠશે, ક્યાક ઝૂકી જશે તો ક્યાક હસી ઊઠશે

'૬૯ના એપ્રીલમા પ્રેસમા જતા આ ભવ્ય ગ્રથને મેળવી લેવા તૈયાર બનીને બેસજો